૪૪૩૧








મુલ આના ૦—૬—૦
ટપાલ ખર્ચ આનો ૦—૧—૦

## સદ્ભાગિને સૂચના—ઘેર બેઠાં ગંગા.

તન મન તથા ધનના ધક્કાથી ધગી ગયેલા જે કોઇ ધીરજથી, આસપાસની સઘળી સવીસ્તર હકીકત આનંદી અવાસના અધિપતિ ઉપર મોકલાવશે, તેની ફીકરમંદીને ફેર કરનાર, ચીંતાને ચૂર કરનાર, અને શાન્તીનું પૂર આણનાર ઉમદો અભિપ્રાય તથા સર્વોત્તમ સલાહપત્રી અમારા પદરથી પોસ્ટ ખર્ચ કરી, તે તન મન તથા ધનના દરદી પર મોકલવામાં આવશે. આવી સોનેરી તક સાંપડી છે તો ટકટક કે રકઝકમાં ચકમક નહીં થશો; કેમકે, ગમે તેવી ગુંચવણમાં ગેબ થયા હશો, કે મગજફુટ મુંઝવણમાં મેદ બન્યા હશો, તોપણ અમારી સલાહસ્થાનની સૂચના શંકટના કંટકને સત્વર કેદ કરી દેશે. (કહેવામાં કુંદન, પણ ચળે તો કૃપા હોય નંદન.)

તન મન તથા ધનના દરદીનો

**હકીમ.**

## શુભેચ્છકની સ્તુતિ.

**સાંભળો**—કુટુંબ કબીલાની કુશળતાનો કયાસ કરી જાણનારા આર્યપુત્રો,—આપણા સ્વદેશભૂષણ ડાક્ટર વીરજી ઝીણા એલ. એમ. એન્ડ એસ કૃત **“आर्य औषध”** નામના ઉમદા પુસ્તકને એકદમ ખરીદી ખપમાં લ્યો.

**જુઓ**—ઝવેરના ઝૂમખાના જીજ્ઞાસુઓ, કાઠીયાવાડી કોહીનૂર મે. ગણપતરામ અનોપરામ કૃત **“જાત મેહનત”** નામનાં બેમૂલાં પુસ્તકને દરેક બચ્ચાંના દફતરમાં બીન દલીલ દાખલ કરો.

# નવલ નોટીસ—હેતુનો કેતુ.

આ આનંદી અવાસના અધિપતિએ ઉત્પન્ન કરેલાં પુસ્તક કે દવાનો પુષ્કળ પ્રયોગ કરાવવા કુલ અશકત આદમ જાતને જણાવવામાં આવેછે કે, રોકડે મળતાં પુસ્તક કે દવાનો વગર દોકડે ઉપયોગ કરવાના ઉમેદવારે, તેટલી કીમતનું ગમે તેવું પુસ્તક કે પુસ્તકો, તથા મગાવવાની વસ્તુનું ટપાલ ખર્ચ મોકલી દીધે વગર ઢીલે, તથા વગર મૂલે માગેલી વસ્તુ મોકલવામાં આવશે.

"PLEASING PARLOUR GOLDEN GRAINS".

'Poor is he who is poor in Spirits'

'To know how to wait is the secret of Success'

'Where there is a will, there is a way'.

'Wilful waste brings woeful wants'

'A friend in need is a friend indeed'.

---

# આનંદી અવાસના સુવર્ણ દાણા.

'ગુસ્સાથી જીતાયો તે જીવનથી ફીટાયો.'

'ધીરજનું ધ્યાન એજ બડાઇનું બ્યાન, અને વડાઇનું વહાણછે.'

'અડગ ઇચ્છા ત્યાં આફ્રરડો આરામ' 'દૃઢ દીલ ત્યાં હરકત હીલ'

'ઇચ્છાનુસાર ઉડાઉપણું અનિવાર્ય અડચણ આણેછે.'

'દુખમાં દીલાસો તે દોસ્ત ખાસો; શંકટમાં સાથી ને વિપત્તમાં ભાથી, એ ખરો હીમાયતી.'

---

# જુગલની બ્યુગલ.

આગળ આળખેલા જેવા સેંકડો ગમે સુવર્ણ દાણાથી શોભતું, શ્રીમંત સન્માર્ગ સૂચનાથી ઓપતું, અને મારીની ખુમારીને ખુલ્લું કરતુ એક ઉમદું પુસ્તક, મારા મીત્ર મે. રણછોડરાય ઉપર આવી પડેલી મહાભારત મંદગી વખતેની બંદગી બતાવવા, તથા મીત્ર મજકુરના, નિર્માણયોગે પ્રદેશમાં પેહેલ કરી સેહેલ સાબીત કરી આપનારા શુભેચ્છકો રા. રા. નરભેશંકર વિ. સૂર્યશંકર, રા. રા. ગીરજાશંકર નરભેશંકર, રા. રંગીલદાસ વિ. ઉમીયાશંકર, રા. રણછોડરાય વિ. તુળશીદાસ, રા. રેવાશંકર વિ. કલ્યાણજી, રા. અંબાશંકર વિ. દોલતરામ તથા રા. વીઠલજી વિ. દોલતરામ, કે જેમનાં હીતસ્વીપણાનું માપ તો બીમારી વખતેની બીરાધરી બતાવનારા પત્રો મેળવનારાનેજ માલુમછે, તેવા ખેરખાહીઓ તરફથી ગમે તેમ કરી તનમન તથા ધનના ખરચથી માતજત કરવાને સોંપેલી કામગરી કેવી રીતે પેશ પોચાડી હશે તેની જામગરીરૂપ ઝાહેર કરવા ધારેલું પુસ્તક, આખી આલમમાં થનાર ખર્ચથી અર્ધ મૂલે ઉડાવી દેવા ઈરાદો કર્યો છે.

વધારામાં વિનયપૂર્વક વિદીત કરવાનું કે જો કે આ ઈરાદો ૯૯ છે તોપણ રસગંગા તથા બહુરંગી ખેરખો બહાર પાડવામાં કરેલી ઉતાવળનો પશ્ચાતાપ સંપૂર્ણ રીતે સાબીત કરી આપવો છે, તો સદરહુ પુસ્તક પ્રસિદ્ધ થતાં જરા ઢીલ થશે.

---

૪૪૩૧

# બહુરંગી બેરખો.

હીરા માણેક અને મોતીની માળાની
મોહિનીમાં મોહ પામેલાની
ખોહ ખસેડનારા,
આ બેમૂલા બેરખાનો બનાવનાર,

પ્રભાશંકર વિ. જેશંકર છાયા;
આનંદી અવાસનો અધિપતિ,
જામ ખંભાળીયા.

Proprietor of the Pleasing Parlour
*JamKhambhalià.*



અમદાવાદમાં
મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ એન્ડ
જનરલ એજન્સી કંપની "લીમીટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૯૦. સંવત ૧૯૪૬.

કીમત આના ૦-૭-૦ ટપાલ ખર્ચ સહીત.

## અનુકુળ અવસરનો ઉપયોગ.

## જામઝાંખીની જીજ્ઞાશા.

### રાગ—(ગરબી)

ઝાંખી કરવારે, ઝાંખી કરવારે; અમો આતુર છૈયે મહારાજ,
જેથી ઝાંખી કરવારે. ઝાંખી.
જોયે **જામ**, પુરાશે હામ; થશે ધૂમ ધામ,
હરખશે વારીરે. ઝાંખી.
દેજો દોહેલું દરશનદાન, વધારિને માન; અરે? એહેશાન,
સ્નેહે સપડાવીરે. ઝાંખી.

---

## જામ જશ.

### અંગ્રેજી રાહ.

જંતર, મંતર, તંતર મેરા, **જામ**, **જામ**, **જામ**;
હીરા, માણેક, મોતી મેરા, હામ, દામ, **જામ**. જંતર.
ગુનકી ગીતા ગીરવી ગાઊં, ઠામ, ઠામ, **જામ**;
જંતર, મંતર, તંતર મેરા, **જામ**, **જામ**, **જામ**.

---

ખર્વ નિખર્વના ખજાનાથી ખદબદતી તીજોરીનો જોસ્સ ઉતારનાર તીલકધારી શ્રીજામની ઝાહેર કરેલી ઝવેરાત જ્યાદે મૂલ્યવાન છે.

## જામ * ઝવેરાત.

**ઉધોર છંદ અગર નાનકસાઈ ચૂર્ણવાળાનો રાગ.**

આતો **જામ** રાજા રામ, જાયો દુજો જદુ [1]કામ;
જેનું જગમાં જાહેર નામ, હામ, દામ, સબહે હાથ.
**વઝીર રાઘવ** જેસા [2]કા'ન, **કરસન** ભાઇયુકી કમાન;
**શંકર શેઠ** સે સુકાન, ખાણુ એસી ધરહે **જામ.**
દિવાનુ દુજા મોતી નામ, **મગન** કો ઠામ ઠામ **અકરામ;**
**રાઘવ મગન** રખો રેહેમાન, *હમેરા **જામ**કા યે દામ.
મોતીવાલે કે મેમાન, ભટજી જેઠુજી કો જાન;
રાગેં એકો **આદિતરામ,** એસા દુનિયામેં કો ઠામ. ?
**જશવંત જામ** કે મુકામ, હજારૂં હાલી કો ધુમધામ;
પ્રભુજી પૂરો મનકી હામ, હમેશાં દીર્ઘાયુ યેહ નામ.
કહાં હે **જામ** જેસા જોટા,? દેખા દુસરા જોડા ખોટા;
હસ્તિ હાલારી હે મોટા, જહાં હે **જામ** કયાહે ટોટા?
જાની **જામ** સેં કયા જાન? પશ્ચીમ માલીકકે મુકામ;
ગીરવી ગરદન શૂભો શ્યામ, શ્રીમત **જામબાઈ** જશ નામ.

---

૧ કામદેવ. ૨ કાહાન મોરલીવાળો.

*** અમારા જામની આ સઘળી અમૂલી ઝવેરાત છે.**

## અનાથને આપેલા હાથના આભારનો ઊભરાટ.

### રાગ-ચંદ્રાવળાંનો—અગર—કલ્યાણ.

હંસવાહની સમ દુઃખ હરણી, હંસકુંવર [1]હરનાર;
નબળા જનને સદાય સબળો, આપ્યો છે આધાર.
આપ્યો છે આધાર કામની, કામલતા છો **જામ** ધામની;
રાજ લક્ષ્મિ તે થઇ તમ શરણી, હંસવાહની સમ દુઃખ હરણી. ૧

### રાગ—ગરબીની ચાલ

[2]મુબારક બાદી છે તમને, હૈયાંમાં હર્ષ ઘણો અમને;
હઠાડયો હાથ હતો લમણે, ઊગાર્યો **હંસ** જેને શરણે.

### રાગ—ઓખાહરણની ચાલ—ચોપાઈ.

જોયાં જગમાં જુદાં જુદાં રાજે, હતો એક **શ્રીજામ**નો આઝો;
જેણે જાળવ્યો આપ મુલાઝો, સોંપી હાથી હુદ્દો સાજે **સાજે.**
નકી આપની નેક નીમાજે, સદ્ કીર્ત્તિની મેળવી ઝાઝો;
નીતી રીતિના રૂડા રીવાઝો, નોકર ચાકરપેં રોજ નિવાઝો.
**જામ** કામ જીગરથી કીધાં, સેલાં સુંદીર મંદીલ લીધાં;
**દેવ** બ્રાહ્મણ દામડાં દીધાં, દેખ્યાં દૃષ્ટાંત દાખલે સિદ્ધાં.
ખોટી મોટપ ખોડ ખંખેરી, જશ જણ હણે જહાંન જંઝેરી;
ગાઇ [3]ગોરે ગુણ [4]ગંડેરી, દેશો દેશમાં **જામ** ડંડેરી.
લીધાં લક્ષ્મિ લાજે ઘેરી ઘેરી, સદ્ કીર્ત્તિની શોરે નફેરી;

---

૧ **શ્રીજામ.** ૨ મારા શુભેચ્છકો તરફથી આપ હંસબાઇનો આભાર માનવામાં આવેછે? કેમકે તેઓની મારા તરફની ફીકરમંદી ફેર કરનાર આપછો. ૩ સાહેબ. ૪ શેરડી રૂપ મીઠા ગુણ.

**[§]**બીજે શેરી ત્યાં **જામ** બશેરી, *લાયક,લોર્ડ બોલે જામ **લેહેરી.***
જશવંતસીંહ શૌર્ય જેને ઘેરી, કુંવર [1]કાન સમો કંપે વેરી;
[2]મે'રી મે'રી [3]જાની પુત્ર મે'રી, વાયક દુનીયા વદે દસ્તો વેરી.
માન, ગાદી આબાદી, [4]**મહીયારા, શ્રીવિભેશ** આચાર તમારા;
**ધન્ય** ધન્ય અવતાર અમારા, જેણે જોયા **શ્રીજામ,** દીદારા.
**ભા**ગ્ય ભૂમીનું પૂર્ણ ભળાણું, હંસ હોંસે ઉડાડેછે નાણું;
કીધું કીર્ત્તિનું જેણે હટાણું, જોયું **રાઘવ જામજી** ટાણું.
**એ**વા **જામ** ઝવેરી અમારા, ભેર ખાહી ખરાછે તમારા;
**નવે** ખંડમાં માન નગારા, હંસ વર્ષે જીવોને હજારા.

હુંછું—

આપનો આભારી અકરબાન.



---

[§]અમારો જામ શેરને માથે સવાશેર રૂપેંછે એટલુંજ નહીં, પણ તે તો બશેર રૂપેંછે.

*પાર્લામેન્ટમાં લોર્ડ સભાસદો તરફથી—આખાં આર્યા વૃત્તમાં એક લેહેરી રાજા જામ સઘળી રીતે લાયકછે એમ વાયક વદાય છે.

૧ બંસીવાળો કહાન. ૨ મેહેરવાળો. ૩ શ્રીમત્ત જાનબાઇ, ૪ મહી લુટનારો જસોમતી પૂત્ર. ૭ કમળમુખ.

## અર્પણ પત્રિકા.

મારા અનાથનાનાથ, માયા તથા મમતાના મહેંદ્ર, અને જીવનના ઝરા રૂપ, નેત્ર મણી મેહેરબાનો ડાકટર કલ્યાણજી વિ. પ્રેમજી, રા. રાજેશ્રી શેઠ નરભેશંકર વિ. સુર્યશંકર, સ્નેહી શાહુકાર રાઘવજી ખીમજી તથા ગુણવંતા ગું. રામચંદ્ર ગીરજી. મારા બખ્તાવર બીરાધરો.—

અવરને આચાર તથા ઉચ્ચારમાં અધિક, પરંતુ પ્રેમજાળમાં પરવશ થયેલા સ્નેહ લીનને તો છિન્ન કે ભિન્ન નહીં લાગનાર એક રૂપ મિત્ર રત્નો—આપનો સ્નેહ નાથથી સીકળાયેલો સ્નેહી, આશાના ઉમંગી તથા હૈયાંના ઊત્તસાહિ ઉભરા હોઠમાં લાવી, અષ્ટાંગ નમન કરી—આપની સેવક તરફની શુભવૃત્તિ, નિરાધાર તરફની નિર્મળ નીતિ, અને તગદીર તરકટીથી ત્રાટકી પડેલ ને ટેકો આપવાની ઉમદી રીતીથી આફરીન થઇ, આ પોતાનું નવલ પુસ્તક પોતાના પારસમણી રૂપ મુખ્તાર મેહેરબાનોનાં શુભ નામ સદાકાળ સ્થાયી રાખવાની જીજ્ઞાસાથી સંપૂર્ણ સાદરમાન પૂર્વક સેવામાં અર્પણ કરેછે તે સ્વીકારશો.

હુંછું—

હીમત્તીનો હાથ, હોંસીનો શ્વાસ.

અને

આપનો દાસ—

આનંદી અવાસનો અધિપતિ.

P. J. CHHAYA.

# અરજ પત્રિકા

મને આશ્રય આપનારી આબરૂદાર આલમને અભિવંદન સાથ અરજ ગુજારવાની જે, પુસ્તક લખનારની પંક્તિમાં મળવાની મુરાદનું આ મારૂં પેહેલું પગલું છે, અને તેથી કરીને મારે સ્વકબુલતાથી ઝાહેર કરવું જરૂરનું છે જે—મારી કબજે નહીં રેહેનાર જનુની જીજ્ઞાસાએ મને ઉતાવળે ડગલું ભરાવ્યું છે; કેમકે સંસારીની સેવા બજાવવા સજ થયેલા કેવી કેવી શક્તિથી સાવધાન જોઈએ, અને કલમ કસનારા કેવા કેવા ઇલમમાં આબાદ જોઈએ, તેના અંદેશાના ઇરાદાપર પણ મેં તો દીલ દોડાવ્યું નથી. મેં તો 'દૃઢ દીલ ત્યાં હરક્ત હીલ' 'Where there is a will there is way,' આ મારા આનંદિ અવાસના સુવર્ણ દાણાના સત્વમાં કેટલું મહત્વ છે, અને 'ખરી ખંત એ ખરાબીનો અંત' એ કેહેણીમાં કેટલી કમાણી સમાણી છે, તેનો કયાસ કાઢવાની ઉત્તકંઠામાં દુરંદેશી વીચાર દોડાવવાની વાતને અઢાવી મુકીછે. આવી રીતે મારી અપૂર્ણતાને અચ્છી રીતે ઓળખનાર હું, મારી વાંચન વર્ગી આલમને અવલથીજ અરજ ગુજારૂંછું જે—આ મારાં પ્રથમ પ્રયાસી પુસ્તકમાં પડેલી ખોટ ખામી, રસ્વ દીર્ઘનો રોષ દોષ, ઝુડઝમકની ઓછી ચમક, અને પ્રાસ અનુપ્રાસની ઓછી

આવડત, તથા પુસ્ત નીતિ રીતીને ખીંટીપર મુકવાની મુખાઇપર મેહેર કરી, ઉમંગીના આદરને અભાવ વગર ઓપાર ઉતારશો, અને વહાલથી વધારશો તથા સ્નેહથી સુધારશો.

ધોરણનાં તોરણપર નહીં તવાઇ રેહેનારે તો ચાલતી રીત રસમની હવાઇ બનાવી નવાઇપર નજર રાખીછે, તો તેમાં મારી બડાઇ કે સવાઇ નહીં સમજતાં ફક્ત તોરીની શીર જોરી ધારશો; કેમકે સાધારણ રીતે તો એક આદમને પુસ્તક અર્પણ કરવાનો રીવાજ છે, પરંતુ મેં તો તેનો ઓરનોર ઉતાર્યો છે. પણ તેના બચાવમાં જે બે બોલ બોલવાનાછે તે એછે જે—જે ચાર મિત્રમણીને મેં મારા મનની સ્નેહ કણીની સામટી સમજ પાડવાને આ પુસ્તક અર્પણ કર્યુંછે, તેઓ અવરને તો આચાર તથા ઉચ્ચારમાં અધિક લાગેછે, લેકીન મારા જેવા સ્નેહલીનને તો તેમાં કંઇ ચ્છિન્ન કે ભિન્ન લાગતું નથી, અને તેથીજ આવી રીતે અર્પણ કરવાનું મેં એકીન કર્યુંછે, તો આશાછે જે આપમુખ્ત્યારીથી મેદાન પડનારની મનવૃત્તિને માનવૃત્તિથી માપશો.

શુદ્ધિપત્રક બુદ્ધિપૂર્વક નથી કર્યું, કારણ કે સુધારી વધારી વાંચનારા કાળજીવાળા તો હવે ક્યાંક કજ્યામાં આવેછે. બાકી કોઈ જો વાંચનવર્ગીનાવીચારમાં મારૂં લખાણ અટપટુંને અઘરૂં

લાગે તો તેમને સુચવવાનું જે—જોકે દુર્ઘટ દોરી કાઢવાને તો હું તદન નાદારછું, તોપણ જે આવડેલી આળેખણી કરીછે તે પણ અતડી લાગે તો લખાણના લાભમાં લખવાનું જે, જેમ બને તેમ જો કોઇ આપણી માલ વગરની મુકરર ઠરાવી પાડેલી ગુર્જર ભાષાને નોહોર ચડાવવાને મોહોરો માંડે તો તેમાં શોરબકોર સ્યાને કરવો ઘટે ? પણ ઘટીત ઉત્તર આપનાર આગળ તો મારો એક તરફી અભિપ્રાય અવલથીજ અળગો મૂકી માફી માગી લઉછું.

વળી વધારામાં વિનયપૂર્વક વીનંતી જે—'વિચારના વાદરવાજા'ના વિષયમાં કોઇને વીષમપણું લાગેતો તેમની ભ્રાન્તી ભાંગવા વિદીત કરવાનું જે—તે વિષયમાં જણાવેલી બાબતના બાધ નીચે આવે એવા ગુસાંઇઓ આપણી તરફ તો જવલેજ છે, અને એવું ઓછાપણું હમેશને વાસ્તે કાયમ રેહે એમ કીરતાર પાસ કરગરણાં કરી કડતાલ બજાવુંછું.

અરજના અંતમાં જણાવવું અયોગ્ય નહીં ગણાય કે—આવી રીતે આકીલની નકલ કરનાર કમઅક્કલને પણ કઠીન મામલા વખતે મજબુતી આપનાર ઔલાદી ઉમરાવ ઓસમાનભાઈ, મા. મે. લાલજીભાઇ વિ. પીતાંબરભાઇ, વીવેક સાગર નારણજી વાલજી, સ્વદેશ સેવક માનશંકર વિ. પ્રાણશંકર, ભવિષ્ય ભૂષણ છોટાલાલ વિ. સૂર્યશંકર

મે. વાસણજી, રા. પ્રમાણંદદાસ, જેષ્ટ બંધુ ભવાનીશંકર, જીવન મિત્ર જશવંતરાય, દાસાણી વલ્લભદાસ, એક દીલ-દયાળજી, શુભેચ્છક શેઠ રણછોડદાસ, શેઠ ગોપાળજી તથા શેઠ ત્રીકમદાસ, અને સ્નેહી રતનસીંહ ડુંગરશી આદી સ-ઘળા સ્નેહી, સંબંધી, તથા શુભેચ્છકોએ જે એહેશાન કર્યું છે, તેનો બદલો વાળી આપવા વિશ્વપતિ વખત આપે એમ માગવું, મારા મહદ્ભાગિ મદદગારોનું અમંગળ ઇચ્છયા બરોબર છે, જેથી તેમ નહી માગતાં, હમેશ શીરનશીન સ-તાધિશ પાસ મારા મેહેરબાનોનો માન મરતબો દીન બદીન બઢતો કરે એમ બંદગી કરૂંછું.

હુંછું—

વાંચન વર્ગીનો વણજ

આનંદી અવાસનો અધિપતિ.

Proprietor of the Pleasing Parlour.



બીનરંગીને બોધ દેનાર

# બહુરંગી બેરખો.

---

**કાવ્ય છંદ.**

વ્યહવારી જન કહો, વસ્તુ કઈ દુર ગણેછે,
અશક્ય એવું કાર્ય, કયું બળીયાને મન છે,
પ્રિય વાદીને કોણ, શત્રુ આ વિશ્વે વાસે,
પંડીતજનને કીયો, મને વિદેશજ ભાસે. ૧

## સુસ્તિના ચુસ્તિને ચાનક.

હાલના જમાનામાં શ્રમની સારડીએ વીંધાયા વગર કીર્તિની કનકવર્ણી અંબાડી ઉપર અસ્વાર થવાની ઇચ્છા રાખનારા, તથા ખર્વ નિખર્વના ખજાનાને ખીદમતમાં ખડો રાખવાની ખાંત રાખનારા ઘણા ઘરબારીઓને ઘમસાણ મચાવતા જોઇએ છેએ. પરંતુ જ્યાંસુધી અપરીસીમ આગ્રહ અને અક્ષય ધીરજના ગુણને ઓપાવવાનું ઓસાણ આવશે નહીં, ત્યાંસુધી સોનેરી અક્ષરે ચઢતી લખાવાનાં વલખાં મારવાં ઝાંઝવાનાં વારી સમાન છે. અરે મારા ભારતવાશી ભાઇઓ ? જો આપણી જીંદગીના ભવસાગરરૂપી રણક્ષેત્રમાં રણધાર પદ પામવાના પ્યાસા હો, ભાઈ ભાઈ કેહેવડાવવાના ભાવિક હો, સ્વતંત્રતાના સંગીન પાયાપર ઇ-

મારત ઉઠાવવાના ઉમેદવાર હો, વખાણુનાં વાજાં વગડાવવાને વીચારતા હો, અને આડંબર આમદાનિના ઈન્તેઝાર હોતો. દ્રઢતાનો અસહ્ય જુસ્સો હાથ કરો અને અડગ ઉદ્યોગ તથા શોશ રાખી સહનશીળતાના સમર્થ સદગુણો સંપાદન કરો, અને પછી આ પૃથ્વિની રંગભૂમી ઉપર બેશક નૌતમ નાટકી રૂપે નોંધાશો, અને અનુભવ અને અવલોકનનાં વિશાળ ક્ષેત્રમાંથી અચંબો ઉપજાવે એવો જ્ઞાનનો ભંડોળ ભેગ કરશો; કેમકે જેમ નીરાંતના ઘેનમાં ઘોરવાથી ધનવાન થવાતું નથી તેમ જ્ઞાન અને ડહાપણનાં વસીયતનામાંથી કંઈ વિધવાન થવાતું નથી. કીર્તિની કીમતી કલગી કમાવાના શોખીએ તો આરામનો અનાદર કરવો, શ્રેષ્ટ થવાની ઉગ્ર ઇચ્છાને આગળ લાવવી અને પછી દમદાર દૈવતે ઉદ્યોગના અખાડામાં અલમસ્ત થઈ અફળવાનું, કેમકે કાબેલીયતની ખુશબોદાર કલગી અને આબરૂ ઇજતના ઇલકાબો કંઈ ઉંઘવાથી ઈનાયત થતા નથી. સઘળા સ્વદેશી બંધુઓએ જાણવું જોઇએ કે શ્રેષ્ટાઇનો સૂર્ય કંઈ આળસ અને સુસ્તિના અંધારાવાળા પ્રદેશમાં પ્રકાશતો નથી, અને જ્યારે આમ છે ત્યારે ધૈર્યથી વર્તિ જશથી ઝળકવાની જીજ્ઞાસા રાખી નક્કર મનશક્તિની ખરી તુલના કરો; અને દુઃખદાયક નિષ્ફળતાની એક મોટી સાંકળમાં સીંકળાઇ પડો તોપણ શ્રમ રૂપી શમશેરવડે ઝુઝી જયકારી કીર્તિનો કીરટ કબજે કરો, કેમકે અચળ કીર્તિનાં તેજસ્વી કીર્ણ તો સતત્ આગ્રહના અંબાડમાંથીજ ફુટેછે. અરે મારા દેશ દાઝીલાઓ, મહદ કાર્યની અતુટ કડીઓથી કેદ પડી દુઃખોત્કંઠિત આત્માઓના

અગાધ પરિશ્રમની વેદી ઉપર આહુતીઓ આપશો ત્યારેજ મનુષ્ય સુધારાની મહાસિદ્ધીઓ અને જન કલ્યાણના અદ્દભૂત ચમ્તકાર પ્રાપ્ત થશે. અરે જ્યારે આવો મામલો છે ત્યારે આળસને અળાગું થવા આજ્ઞા કરો, નશીબને નજરથી દૂર થવા હુકમ કરો, અને વહાલા ઉદ્યોગનો અખત્યાર કરી આશાના અંબાડથી ઉશકેરાઇ ઉત્પન્ન કર્તાની ઈચ્છા પાર પાડો, અને ઉદ્યોગીને અવકાશ અઢળક છે, આ ઉખાણો યાદ રાખો.

---

## મિત્ર મહત્વ.

### દોસ્તીની દીલાવરી અગર સ્નેહની સરસાઈ.

'મિત્ર' આહાહા! આ બેમુલા અક્ષરોની બાંધણીમાં કેટલી ચમત્કૃતિ ? લાલ, મણી, હીરા, આદિ બે અક્ષરી શબ્દોથી શોભતી વસ્તુનો આંક આપનાર તથા કીમત કરનાર કાબેલ પુરૂષો પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ મિત્ર રત્નની મોટાઈનું માપ કાઢવા કોઈપણ જગ જાહેર ઝવેરી હદ પકડી શકતો નથી.

અરૂણ કીરણને કેદ કરનાર તથા જડીત્ર અલંકારને પણ પાણી પીવરાવી દેનાર મિત્ર માણેકના શૃંગારની શી તારીફ ? !

આ અસ્તોદયના ચક્ર આધીન સંસારસાગરમાં મિત્ર મોટું આરામ ભુવન છે; આધી વ્યાધી ને ઉપાધીને ઓછી કરનાર અમર વૃક્ષ છે; સોચ સંકટને શાંત પાડનાર પ્યારૂં

પુષ્પ તરૂ છે, ને પાપથી મુક્ત કરનાર, દુર્ગુણથી દુર કરાવનાર,મુંઝવણથી મોકળ કરાવનાર, દીલાસાનો દરબાર, તથા શાંતી શોધવાનું સતપાત્ર છે. આ રંગબેરંગી ચીત્રવિચીત્ર સંસારસાગરમાં મિત્રરૂપી સુખદુઃખના સાથીરૂપ સુકાન વગર કયો મુસાફર સહીસલામત પાર ઉતર્યો છે? આ સ્વાર્થી સંસાર છે જેથી લીલા વનના સૂડા સમાન સેંકડોને સરવાળે સુભેચ્છકનું ડોળ દેખાડેછે પણ તેવાઓનું નામ બાળો; બાકી માતા પીતા, ભ્રાતા, ગુરૂ, આદી કેટલાએક સુભેચ્છક છે ખરા, પણ તેઓ પાસથી દીલાસો લેતાં કેટલેક પ્રસંગે સંકોચ ખોવો પડેછે; ત્યારે સુખદુઃખની ગમે તેવી વાતો કેવાનું બીન સંકોચ સ્થળ કયું હશે ભલા ? **'મનમિત્ર'**

પરંતુ સનમિત્રમાં સમાયેલા પ્રેમનું ખરૂં સ્વરૂપ તો જ્યાં માયા–સ્વાર્થ બુદ્ધિનો મહા પ્રલયરૂપી અગ્નિ બીલકુલ જણાતો નથી અને જ્યાં આપખુદી અગ્નિને વધારે પ્રદીપ્ત કરનાર હું, તું, મારૂં, તારૂં, એવું ભેદરૂપી ઘી રેડાતું નથી તેવા અંતઃકરણનાં અખુટ પ્રીતીનાં ઝરણમાં જણાય છે. આ ક્ષારાબ્ધિ સંસારનો વિકટ પ્રવાસ જેમાં ષડરિપુરૂપિ તોફાની પવનો ગર્જના કરેછે, તે જ્યાં દુર્વિષયનાં વિષમ ખડકો પ્રસાર પામી રેહેલાં છે, તેમાંથી સામેના સુંદર સોહામણા અચળ સુખના કિનારાપર સહીસલામત પોચાડવા ફક્ત મિત્ર નાવિકજ સમર્થ છે. પ્યારા ને મનોમન સાક્ષીથી અરસપરસની ઐકયતાવાળા મિત્રો વગર અંતઃકરણના ઊંડા જખમ ઉપર ઠંડા મલમ મારનાર તથા સ્નેહી સારૂં આંસુએ સાગર ભરનાર બીજા કોણછે?

મહા ભારત આકૃતોમાં આવા અંતઃકરણની દોરીરૂપ મિત્ર પોતાનો પ્રાણ અર્પણ કરેછે. આવા હેત ખ-જાનના ભાગીદારની ભાવનામાં મતલબ પ્રાધાન્ય પદ પામી શક્તિ નથી અને સ્વાર્થ બુદ્ધિનો નિરન્તર નાશ થાયછે. આ પવિત્ર પ્રેમ ક્ષેત્ર જીંદગી પર્યંત મન ધન અને તનની મિત્ર કાર્યાર્થે દરકાર રાખતું નથી. ક્ષણિક સુખ-સંસાર સુખની ઇચ્છાઓ ત્યાં નાશ પામે છે, અને સર્વત્ર મિત્રમય-પ્રેમમય ભાસ જોવામાં આવે છે.અ-હા! પ્રભુ શો ચમત્કાર! મિત્ર એવું ઉપનામ જેને નથી મ-ળ્યું તેનું જીવતર એળે ગયું. હત્ ભાગ્ય તે પુરૂષનું કે જે પ્રેમથી વિરક્ત રહ્યો. સંસારમાં સુખનો ઝરો જેણે નિહા-ળ્યો પણ નથી તેનાથી શું સાર્થક થવાનું અને થયેલું પણ હોવું જોઇએ? વ્યહવરાદિક કાર્યો શોભાવવા મિત્રના જેવી મદદ આપવા કયો સંબંધી શક્તિવાનછે? કોઇ નહીંજ.વ્હાલી માતાની અઢળક પ્રીતી રૂપિ વારીમાં વારંવાર સ્નાન કર્યા છ-તાં, અને પવિત્ર પીતાની પ્રેરણાથી પૂર્ણપણું પ્રાપ્ત થયા છ-તાં હૃદય પટ પૂર્ણપણે ખોલવાની હિમત ચાલતી નથી. ત્યા-રે સર્વ આધાર, મનના સંકલ્પ વિકલ્પ, હૃદયનો અંતર્પટ અંતઃકરણની વિશુદ્ધતા, ઐકયતા-પ્રેમમય ઐકયતા-પોતાની મનોહર જીવનદોરી મિત્રના મનરૂપી મુકામ વગર કયાં પ્રકા-શિત કરવી? પ્યારી માતા, વ્હાલા પિતા, પ્રિય પત્નિ જે-મનો સમાગમ જન્મથી શરૂ થયેલો યા લાંબા વખતથી ચાલતો આવેલો છતાં ત્યાં પ્રેમ-નિર્મળ પ્રેમ પોતાના ખરા સ્વરૂપમાં ન દેખાયો! પરંતુ મિત્ર સ્વ કુટુંબમાંથી યા પર

કુટુંબમાંથી મળી આવેલો, સ્વ જ્ઞાતિ યા પરજ્ઞાતિમાંથી, સ્વદેશ યા પરદેશમાંથી, ગમે ત્યાંથી મળી આવેલો હોય તોપણ તેમાંજ પોતાનાં નિર્મળ અભેદરૂપે પ્રકાશેછે. આફરિન છું મિત્રતા તારાં મહત્વ પર, દુનિયામાં તારી સ્થિરતા માતા પિતા જેવાં ઘણુંાજ નિકટનાં સ્નેહીને પણ પાછળ રાખેછે, આજ તારી ખૂબી ! આજ તારૂં મહત્વ? રાત દિન પાસ રેહેનારાંનો આભાસ દૂર હોય એમ લાગેછે ત્યારે દૂર વસેલો તું હૃદય સ્થાપી થયેલો જણાય છે ! અરે આ તારી અલૌકિક શક્તિ કોણે બક્ષિ હશે ! મારી વાંચન વર્ગો આલમ ! આથી સંસારમાં કોઇ વધારે મંગળમય મૂર્તિ હશે કે? સર્વોત્તમ વિશ્રામનું કોઇ સ્થાન આ સંતોષનો સોમો પણ હિસ્સો સાબીત કરી શકશે કે ! અચળ પ્રેમનો સુસવાટ કરતો, આનંદમય ઉછળતો, બીજો કોઈ ઝરો વિશુદ્ધ વારીથી ભરેલો જીદંગી પર્યંત સ્નાન કરવાને મળશે કે? નહીંજ. ત્યારે જગતમાં સર્વ સુખનું મૂળ, વ્હેવારમાં સર્વ જાતના નીતિ રીતિનો સલાહકાર, સંસારમાં પાર જવાના વિકટ રસ્તામાં સાથે ચાલનારો ભોમિયો માત્ર મિત્રજ છે એતો નકી કે? મિત્ર વિનાનો કમનશીબ પુરૂષ આ સંસારમાં ઘણું ખોઇને ચાલ્યો જશે. બાંહેધરિ વગર બડભાગી કોણ બોલાશે ? હિમાયતિ વગર હાસ કરી કેમ બેસાશે ? અને સાચા સુભેચ્છક વગર શાંતી સાથ સંતોષ કેમ કરાશે ?

વળી વધારામાં અપવિત્ર પ્રેમની નેમ કંઈ નામની નથી, તે માનવીઓના મુખ રૂપી મોઢાંમાં માથું કાઢેછે અને મિત્ર વર્ગને પવિત્ર પ્રભુની પેહેછાન પાડેછે, વાસ્તે મારા માનીતા

મુસાફરોને વીનતી કરૂંછું જે, ઉપર જણાવેલાં કેટલાંક કા-રણોને લઇને આ અગાધ અંધારા મહાસાગરનાં વીક્રાળ ઊંડાં કોતરોમાંથી સનમિત્ર રૂપી અમુલ્ય પાણીદાર રત્ન શોધી સંસાર સાગરની સફરે ચડેલા સર્વે કોઇએ વિકટ વેઠી હાથ કરેલા રત્ન નંગને વદન વીટીમાં જડાવી લેવું. રિદ્ધી સિદ્ધી, સુખ ચેન, ને સ્વતંત્રતાના સન્મીત્રોએ પણ સાંકડીને સમયે સંતોષથી શીર સાટું કરેલ બિરલ પુરૂષોના વાત ઉપર વીચાર કરશો.

---

## સાચો સાથી.

ઈ. સ. ૧૫૭૬ ના જુલાઈ માસમાં જ્યારે મહાન અક-બર પુત્ર સલીમશાહ લાવ લશ્કર લઈ મરદ ભૂમી મેવાડ ઉપર ચડી આવ્યો, ત્યારે રજપુતોનો રંગ રાખનાર, શુરા-ઓનો સરદાર, અનમી પ્રતાપ થોડા ઘણા રાજવંશી રજ-પુતો સાથે લઈ સામો થયો. સામેનું લશ્કર ઘણું જબરૂં હોવા છતાં બહાદુર પ્રતાપના પ્રતાપે ત્રાહ્ય ત્રાહ્ય બોલાવી દીધી, અને જ્યાં જ્યાં રણક્ષેત્ર ઉપર પ્રતાપના પાખરીયાના પડધા પડતા, ત્યાં મોટી મોટી પાઘવાળા મોગલો મુડદાળ થઈ પડતા. ખુદ સલીમ સરકારનું સંરક્ષણ કેમ થશે, ને તેને જાળવવો એ જીત ગણાશે એમ ધારી મોટા મોટા યુદ્ધાઓ તથા લશ્કરી સરદારો આદી સઘળા સરકારની આસપાસ રહી રક્ષણ અર્થે લડવા લાગ્યા. આવી રીતે ર-ક્ષકોના રોફદાર ગઢમાં ઘેરાયા છતાં પણ જો સલીમશાહ-

ના હોદ્દાને લઇ લોઢાનાં પતરાંથી મઢી લીધો ન હોતતો ભૂપત પુત્રને ભાલાંની અણીએ ઉઠાવી પરાક્રમી પ્રતાપે પા- દશાહી પુત્રને પૂરો કરી દીધો હોત. સીંહણ પૂત્ર સૂર પ્રતા- પનાં શુર કર્મોનાં શું વખાણ કરૂં ? પોતાના શરીરમાં ભા- લાંના ભચકાઓ, છરાના છોલાઓ, શમશેરના જખમો તથા ગોળીના ગોદાઓથી સઘળા અવયવો અધુર થઈ ગયેલ છતાં, ત્રણ વખત પોતાના ચંચળ તેજીને શાહના ગજેંદ્રનાં કુંભસ્થળપર ઠેકાવી ભાલાંના ઘાવ શાહ શરીર પર કર્યા હતા. જો ચોથી વખત પણ તેમજ કરશે ને હજુ થોડો વખત પણ પોતાના કાંટા ઉપર કાપા કાપી કરવી જારી રાખશે તો સૂરાનો સૂર્ય પડશે ને પોતાનો પ્રાણ અધીક આ લોકમાંથી અળગો થશે એમ વીચાર આવતાં ઝાલાના રાજાએ પ્રતાપ ઉપરનું છત્ર ઉચકાવી પોતા માથે ધરી એવી ધારણાથી એકદમ આગળ વધ્યો કે પ્રતાપ પાછળ રહે ને જરા શાંત થાય ને ક્યાંઈ આશ્રમ સ્થાને પોંચી શકે. મોહોબત ખાતર મોખરે પડેલ પ્રથ્વિરાજે એવો પ્રતાપ રૂપ પ્રતાપ પકડયો કે સઘળું સૈન્ય પણ પોતાનો સૂરો સ- રદાર તે પંડેછે એમ ધારી તે પાછળ ધસ્યું, ને જંઘી જુ- દ્ધ મચાવ્યું, અને પોતાના પ્યારાના માન ખાતર ઝાલાએ પોતાના પ્રાણનું બળીદાન દીધું. વાહ મિત્ર વાહ ? માથું દીએ તેજ મિત્ર ? કેવો પ્યાર ! કેવી માયા ? કેવી વહાલા તરફની વફાદારી ? ધન્યછે એ મિત્રની જુગલ જોડને !

---

# લાયક લુસીલીઅસ.

ફિલીપીની પ્રસિદ્ધ લડાઇમાં બહાદુર બ્રુટસનું લશ્કર પરાજય પામી છ પાંચ ગણી જતું હતું. ત્યારે તે શૂર સામત શત્રુ ફાંસામાં ફસાઈ પડવાની તૈયારીમાં હતો, તેવામાં તેના દરિયાવ દિલના દોસ્ત લુસીલીઅસે દુનીઆને દાખલો આ-પવા એવી યુક્તિથી પોતાનાનો પ્રાણ બચાવ્યો કે જેની પ્રભુતાની પડઘમ આજ સુધી પ્રભુ પદમાં પંચનાદ કર્યા કરે છે. બ્રુટસને બે મુરવતી સાથ બંધવો બનાવવા સાટે આવતા સીપાઈઓ તેને નજરે ઓળખતા નહોતા, તેથી બ્રુ-ટસ નામનું નખોદ કાઢવા ધડ ધડે જનાર કાળ મુખાને મો-ઢે થઈ લુસીલીઅસ બોલ્યો—અરે શું બ્રુટસને સરપાવ આ-પવોછે ? આ હું પોતે બ્રુટસ રહ્યો. શું તમારો સરકાર મારી શીર જોરી ક્ષમા કરેછે ? આ રહ્યો હું. આટલું બોલી મો કલેલા મારાઓને આધીન થયો, અને જમદુતોની ઝીંકમાંથી પોતાના જીગરને જતો કરી પોતાની જીંદગીને જોખમમાં જાણી જોઇને ઝંપલાવી ? ? ? આનું નામ તે દોસ્તી. સુખ-માં સગાઈની સવાઈ સઘળી મેર માલુમ પડેછે પણ દુઃ-ખમાં દંડ ઉપાડનાર માઈ પુત્ર મળવો મુશ્કેલ છે.

---

# વીરલ પુત્ર પીડીયસ.

જ્યારે સાઇરેક્યુસના સરદારે ડામનને મોટી શીક્ષા કરી ગરદન મારવાનો દહાડો મુકરર કર્યો ત્યારે મળેલી મુદતનો લાભ લેવા પોતાને દેશ જઈ કુટુંબ કબીલાને બગલગીર

કરવાના ઉમેદવાર ડામને રાજાની રજા માગી; પણ ચોખી ના પાડવાની પંચાતમાં નહીં પડવાના ખંતીલા ખાવીંદે કહ્યું, ખુશીથી, જો તું મુકરર મુદતે મોજુદ ન થાય તો તારે બદલે ગરદન ગીરવી મુકનારનું મસ્તક મોકળું કરૂં એવો કોઈ ઉમરાવ જામીન જમે કર એટલે તને ખુશીથી જાવાની પરવાનગી છે.

પારકાને બદલે પોતાનો પ્રાણ આવી પંપજાળમાં જાણી જોઈ ઝંપાલાવે એવો તે મિત્ર કયાંથી મળે ? એમ ડામન દિલમાં દરીયાફત કરતો હતો તેવામાં તરતમાં દરબારમાં આવેલા પીઠીયાસને કર્ણે પોતાના દોસ્ત ડામનની હકીકત હાજર થતાં હજુર હજુર હાથ જોડી આવી અરજ કરવા લાગ્યો કે, ખુશીથી મારા માનવંતા મહારાજા સાહેબ, ડામનને દેશ જવા પરવાનગી આપો અને તેને બદલે બંધીશાળામાં બેસવાની તથા મુદત વીતે ફાંસા દોરી સ્વીકારવાની શરત મારે કબુલ મંજુર છે. દંગ થયેલા ડામનને રજા જડતાં તે ઉતાવળે દેશ તરફ હંકાર્યો પણ મોતનો દહાડો દૃશ્ય થયો ત્યાં સુધી ડામન દેખાયો નહીં તેથી પીઠીયાસની પીડાની મજાક કરવા પાદશાહ જેલમાં ઝાહેર થયો, અને પીઠીયાસને પડકારી હામીની હરકત વીશે હસવા લાગ્યો. પરંતુ પવીત્ર પ્રેમપ્યાલાનું પાન કરેલ પીઠીયાસ શાન્તીથી બોલ્યો—બલકે ખાવીંદ, મારા દોસ્તની દીલાવરીની મને દેહેશત નથી, પરંતુ મને તો એજ દુઃખ થાયછે કે દેશથી દોડી નીકળેલો ડામન એકદમ આવી પહોંચશે અને મારી મુરાદ મુળથી ઉખડી જશે. અરે પ્રેમીની પત રાખનારા

પ્રભુ ? ડામનને રસ્તામાં રોકત કર અને હું ફાંસીએ ઝુલ્યા પછી તે તરત આવી પહોંચે એવું કર કે તેની કાયા તથા કીર્તિ કાયમ રહે. અરે દેવાંગી દરબારીઓ, આ દાસના દાસને દરગાહમાં દાખલ કરવા દાખલ, તથા ડામનના વહાલા જીવ અને તેની બૈરી છોકરાંના પ્યારા પ્રાણને સલામત રાખવા, સુસવાટ કરે આવનારાને જરા અવગડમાં નાંખી અટકાયત કરો.

ઠરાવેલે દીવસે મુકામપર મોકલેલો ડામન મોજુદ થઈ શક્યો નહીં તેથી શરત મુજબ હરતે વદને પણ રાખેલ પીડીયાસ જલ્લાદોની જનાબમાં હાજર થયો, અને ફાંસીને પાટીયે પગ દઈ ફાંસા દોરીના દાવમાં ફટકવારમાં ફસાવા તયાર થયો તેટલામાં પીડીયાસને પોકે પોક રોવરાવવા દૂરથી ડામનનો સબુર, સબુર, પોકારતો તીણો સાદ સંભળાયો અને સપાટાવારમાં સત્યવચની સામે આવી ઉભો.

---

## પરોપકારી પ્લીની.

પ્લીની નામના ધનેશ્રીએ પોતાના એક ઓળખીતાને અસ્તોદયના ચકૂર્થી ચૂર થતો તથા કરજની ખાડીમાં ડુબતો જોઈ આફતને ઓલવી નાંખે એટલી સહાય કરી, પરંતુ ટુંક મુદતમાં જ્યારે પ્લીનીનું પનાવ્યા પહેલાં મદદ કરેલો મિત્ર મરણ પામ્યો ત્યારે તેની પૂત્રી પોતાના પીતાની નાની મોટી સર્વ પુંજીનો પતો મેળવી પ્લીનીને તેનાં કરજના પલ્લામાં સુપ્રત કરવા વીનંતી કરી, પરંતું. ઉદાર મિત્રે ઉપકાર સાથે સૂચના ના કબુલ કીધી અને તે પવીત્ર

મનવાળી પૂત્રી પરણી ત્યારે પણ હાથ દેવા હજારોનું હાથ ધરણું કર્યું. ધન્યછે પ્લીની તારી પૈસા વાવરવાની પદ્ધતિને ?

---

## મોટા મનનો મિત્ર.

એક ફ્રેન્ચ અમીરને ફાવે તેટલું ચાવનાર એક દુબળો દોસ્ત હતો, તે જયારે દુનીયા છોડી પેદા કરનારની દરગાહમાં દાખલ થયો ત્યારે પોતાના જાનીનાં જાંગસાંની જોગવાઈ કરતાં દોસ્ત મુકી ગયેલ મોટાં દેવાંની તે અમીરને જાણ થઈ. ભાઈબંધના ભેદનું ભાન થતાં તે ફ્રેંચ ઉમરાવે પોતાના વાડી વજીફા, બાગ બંગલા તથા નોકર નફરને સફર કરવા સૂચના આપી, અને પોતે એક અનાથ આદમીની અવસ્થા ધારણ કરી; પણ મોજ મજાહમાં મહાલતા મોટેરાને ઓટેરામાં ખપતો જોઈ આસપાસના આદમીઓ અંદેશો આણવા લાગ્યા કે આ શું ? સરદાર સાહેબને એકદમ કયા સૂમની આવી સજ્જડ સાહોબત થઈ ગઈ હશે ? કાંતો વેપારમાં વેહેનું થયું અને કાંતો ચીતડે મીજાગરાં મુકી દીધાં વગેરે વેહેમ યુક્ત વાતો ઠામ ઠામ મંડાવા માની; પણ બે વરસમાં વીસ હજારની રકમ એકઠી કરી અંતઃકરણના અધીકારીનું કરજ અદા કરી દીધું અને તેનાં બચ્ચાંની બાંહેધરી કરીપાછો આગળના ઠાઠથી તે અમીર રેહેવા લાગ્યો.

---

(૧૩)

# વહાલાનો વીશ્વાસ.

એડામીટસ નામનો કંગાલ કોરીંથવાસી બેહુસ્તે બોલાવતી બીમારીનાં બીછાનાંપર પડ્યો ત્યારે તેની જઈફ જનુની તથા જુવાન દીકરીના દીલમાં દેહેશતનો દાહ દીન પ્રતિદિન વધવા લાગ્યો. તેઓએ ડામીટસની આખર અવસ્થા જોઇ અફસોસ કરવા લાગ્યાં કે પાલણહાર પરલોક જતાં જીવનનું જતન કોણ કરશે ? પણ મરવા મુકરર થયેલાના મનમાં તો શેષ માત્ર પણ શંકાનો ફણગો ફુટ્યો નહોતો, તેના સદન ઉપર તો શાંતિ સોભી રહી હતી. આવી રીતે બેધડક રેહેવાનું આ બેજારીને એક જબરૂં કારણ એ હતું કે સારાં ભાગ્યે તેને બે સનમિત્રો હતા, તે તેમાં તેને સંપૂર્ણ સંતોષ હતો. છેલી ઘડીએ ધડમથલ કરતી દુહીતા તથા માતુની મુંઝવણ મુંગી કરવા તેણે પોતાનું વશીયતનામું મગાવ્યું, અને વૃદ્ધ માતાની મરજી ઉઠાવવાનું કામ સ્નેહીએરીટલને સોંપવા તથા પ્યારી પુત્રીને પરણાવવાનો પરવાનો પ્રિય કેરેસેતને કહેવા વસીયતનામામાં માંડ્યું.

પણ આ અરીતાની ખબર ખલકમાં પડતાં આસપાસનાં આદમી પેટ પકડીને હસવા લાગ્યાં, પણ મુબારક મિત્રોની મોટાઈ એનો ઉલટું તેમનુંજ હાસ્ય કરાવ્યું; કેમકે વસીયતનામામાં માંડેલા વારસાની ખબર પડતાં મરનારના મિત્રો તેની માનીતી માને તથા પ્યારી પુત્રીને પોતપોતાને ઘેર તેડી ગયા અને અળગા થએલાની આજ્ઞા એટલી તો ઉલટ અને આનંદભેર બજાવી કે અવળી અટકળ કરનારાની આંખે

અજાયબી આવી, અને તે એક રંગી વહાલાઓનાં વાહ વાહનાં વાજીંત્રો આખા દેશપર વાગ્યાં. આનું નામ તે મિત્રાઈ અને મોટાઈ? પરપૂંઠે પરહેલ ને પ્રાણ અધિક પ્રતિજ્ઞા તરીકે પાળનાર પ્રિતિવંતાઓનેઅષ્ટાંગ નમાવી પ્રણામ કરૂંછું.

---

## વફાદાર વીલીફ.

ઇગ્લીશીયા વાસી રીચર્ડ વીલકીનસને ૧૮૮૨ ની સાલમાં વીલીસ નામના એક શાહુકાર શક્ષને પાણીમાં ડુબતાં બચાવ્યો તેથી વીલીસ તેનો ઘણો આભારી બન્યો એને તે દીવસથી વીલીસ અને વીલકીનસન બને અરસપરસ સ્નેહી વર્ગમાં સારી રીતે સેળભેળ થઈ ગવા; પણ પોતાના મિત્ર વીલકીનસનની હાલત ઘણી કંગાલ હતી તે સુધારવા હમેશ વીલીસના દીલમાં ડોળાવું શરૂ હતું.

પરંતુ જીગરને ઝયારે કરવા જતાં જાનીને જરા જશહીન થાવું પડશે એમ એકથી અથીક વખત અંદેશો આવતો, તેથી પોતાની હૈયાતીમાં તો હત ભાગી હૈયાના હારની હાલત હણી નાંખવા કંઈ કરી શકયો નહીં, પણ આખર મરણ સમયે પોતાના પ્યારાને ૩૨૫૦૦૦૦ અઢી લાખની રકમ આપવા વીલીસ વીલમાં લખી ગયો ! કયાં સખી ! ને કયાં સુમ ! ? સતયુગમાં જેમ કૃષ્ણે પોતાના મિત્ર સુદામાને તારી દીધો હતો તેમ આ કળીયુગના કૃષ્ણ સુદામા સમજવામાં શું હરકત છે?

મીત્રાઈનું મુળ મક્કમ કરવાનો મારગ.

૧ સ્વાર્થ સાથ શચુવટ કરો,

૨ લોભ લાલચને લાતો લગાવો.
૩ 'સુખના સહુ' કેહેવત ને કુડું કરાવો.
૪ 'બહુ રત્ના વસુંધરા' વાકયને વાસ્તવિક ઠરાવો.
૫ ભાવિકની ભૂલને ભાયમાં ભંડારો.
૬ મુર્ખ મજાકને મરડી નાંખો.
૭ ખરા જીગરીની જનાબમાં ખાનગી ભેદનો ભૂકો કરો.
૮ સ્નેહ સરકલમાં સત્ પ્રતિથી વર્તો.
૯ આપણાની આફતમાં આગળ આવો.
૧૦ તારામાં તંતને તરછોડી ધીરજને દૃઢ કર.

---

## માતૃ પિતૃ ભકિત.

આ દુનિયાની અંદર આપણા ઉપર અસહ્ય ઉપકારનો બોજો કોનો છે ? આ દુનિયાની અંદર થયેલી આપણી હ-રતીને હાવ ભાવથી સાચવી સંભાળી કુમળા કોંટાને નીલો રાખનાર કોણ છે ? આ સાજા સ્વાર્થી સંસારની અંદર આપણા પ્રત્યે બીન સ્વાર્થ સ્નેહ રાખનાર કોણછે ? ઇર્ષા રહીત આપણા શ્રેયમાં સુખ પામનાર અને દુઃખમાં દયા ખાનાર દાનુ પ્રાણી આ દુનિયામાં કોણછે ? આવા પ્રકારના અનેક સવાલોનો ઉત્તર ફકત બે અક્ષરી શબ્દ '**માતા**' તથા પિતામાં સમાયેલો છે.

### દોહરો.

જનક જનેતા મિત્રએ, કુદરતથી હિતકાર;
બીજાં સર્વ હિતેચ્છુછે, સ્વાર્થ હોય જે વાર.

આ આખી પાખંડી પૃથ્વીમાં પોતાનું, પોતાનું, ને પોતાનું સર્વ પેહેલું કરવા પ્રયત્ન કરેછે, પરંતુ ફક્ત પોતાના માતા પીતા એજ પૂરા પરમાર્થી છે. દાકતરને દવાઈ નાણું મળે, વકીલને વકીલાત મળે, મેતાને મુસારો મળે, અને મજુરને મેહેનતાણું મળે આપણું મનગમતું બનાવે છે તે તો નિશ્ચય.

પરંતુ જનક જનેતાની આપણું જીવન જાળવવાની રીત ભાત તો જુદીજ છે, તેઓ તો લેખ દસ્તાવેજ વગર, બોલી બંધન વગર, તથા મુલ મઠ વગર, આપણાં શુભ ખાતર તન મન તથા ધનનું મોકળે હાથે ખર્ચ કરેછે, તથા આપણી શરિર સાચવણી સારૂં સઘળા ખાનપાનાદિકના સ્વાદને ખસેડે છે. આમ કરવાનું શું કારણ હશે ? તેમનાં અંતઃકરણમાં શું ઇચ્છા હશે ? કદી એમ ધારીએ કે જઇફ ઉમરનાં જનક જનેતાના નીભાવન ટેકાની ઉમેદનું આ બધું પરીણામ હશે, પરંતુ તે સઘળું પાણીમાં પતાસાં જેવું છે, કેમકે પુત્રી ધન તો પારકું કેહેવાય છે. તેતો પોતાને પાળવા પોષવાનું કામ પૂરૂં થઈ રહે ન રહે ત્યાંતો સ્વમાતાપીતાને પરહરી પર માતાપીતાની સેવામાં સોંપાયછે; અને પુત્ર વીષે પૂછો તો, કોઈ તો બાલ્યાઅવસ્થામાં પેટમાં પાટુ દઈ દુનીયા છોડી જતો રહેછે, કોઈ પત્નીને પ્રાણ સોંપી જેનો છે તેનો મટી પારકાંનો થઈ પડેછે, અને કોઈ કુપાત્ર, ને કોઈ પાંગલો થઈ પડેછે. બાકી માબાપની મેહેનતનો બદલો વાળી આપે એવો તો માઈ પુત કોઈક વીરલો નીકળી આવેછે. વાસ્તે આવાં નિસ્વાર્થ હીતકર તરફ તાબેદારી બતાવી તેમની તકેદારી જાળવવા સુપુતની વહે-

લી ફરજ છે. તો આશા રાખું છું જે આ એરખામાં બતાવેલાં બહાદુર પુત્રોનાં બયાનપર બેજાર બની મારા બાળ બંધુઓ પોતાનાં માનવંતા માબાપોની મન માનતી મર્યાદામાં મિસ્કીત બની રેહેવા વીચારશે તથા વીચરશે.

---

## સુપુત સિકંદર.

આખી આલમના અધીપતિ કેહેવડાવનાર મહાન શીકંદર પાદશાહની માતુ ઓલીમપ્યસ જે એક અતડા સ્વભાવની તથા આસપાસનાને અતી અળખામણી બાઈ હતી; તે પોતાના પુત્રની પોતા તરફ બેશુમાર પ્રીતી છતાં હરહમેશ તેને પજવતી તથા તેનાં કામકાજમાં કઢંગી ચાલ ચલાવી તેને કેટલીક કળતર ઉપજાવતી હતી; આટલું છતાં પણ એક વખતે જ્યારે પાદશાહના એક હોદેદારે ઓલીમપ્યસની આડ કતરી વર્તણુક વીશે મહારાજાપર ફરીયાદી પત્ર લખ્યો, ત્યારે તેના જવાબમાં આ મોટા વીરે લખી જણાવ્યું જે "અરે નાદાન, તુંને ખબર નથી કે મારી માતુની આંખનું એક આંસુ તારા જેવા ઊંચા દરજાના અધીકારીકુની ફરીયાદના કાગળોનાં દફતરનાં દફતરને ધોઈ નાંખશે" આ બે લીટીનાં લખાણે તે અમલદારને હમેશને વાસ્તે ચુપકી ધારણ કરાવી દીધી. જોયો માતા પ્રત્યેનો અપૂર્વ પ્રેમ ! ! !

---

# માઈભકત માલકમ પુત્ર.

સ્કોટલાંડના પહાડી પ્રદેશમાં માલકમ નામનો એક ભરવાડ, તેની સ્ત્રી, તથા હાલબર્ટ નામનો એકનો એક પુત્ર એક નાનીસી ઝુંપડીમાં રહેતાં હતાં. એક રાત્રે માલકમની સ્ત્રી બીમારીનાં બીછાનાપર પડીને દવા દારૂની તલખતી તલપ જણાવતાં તે શાંત પાડવા માલીક તળેટીએ આવેલા શહેરમાં જઇ દાકતરને ત્યાંથી દવા લાવવા તત્પર થયો;પરંતુ તેના બાળક પુત્ર હાલબર્ટે કહ્યું—પીતાજી આપ આંઈ થોભી મારી માતાજીની પાસ રહો અને હું આપણા શેગ કુતરાને સંગાથે લઈ શેહેર ભણી જઈ ઝપાટામાં ઔષધ આણી આપીશ. બચપણથી મને અંધારી ખીણોના ખડક ખાડા વચેના રસ્તાથી જવા આવવાની ટેવ છે, તો તમારા કરતાં મને જવું સેહેલ પડશે. એવી રીતે પોતાની જવાની ખાયેશ બતાવી શેગ સંગાથે શેહેર ભણી રવાના થયો. શેહેરમાં જઈ દાકતરને મળી માફક આવતી દવા લઈ પાછો વળ્યો. શેગ રસ્તાની સલામતી તપાસવા આગળ ચાલતો હતો પણ થોડો રસ્તો કાપ્યા પછી તે એકદમ અટકતો રસ્તો તથા સામે આવેલું ખોદાણુ જોઈ અટકયો અને આમ તેમ જોવા તથા ફુંફાડા મારવા માંડ્યો. હાલબર્ટે કહ્યું શેગ આગળ ચાલ, અટકમાં; આપણે હવે મુકામ નજદીક આવી પોંહોચ્યા છીયે, હવે અટક નહીં, આગળ ચાલ. પણ શેગ હઠ પકડી રહ્યો ને ખસ્યો નહીં એટલે પોતે એકલો આગળ વધ્યો, પણ થોડાં પગલાં ભર્યા ત્યાં એક બરફની મોટી ટેકરી ઉપરથી લટકી પડી ખાડામાં ખસી પડ્યો. શેગ પણ

શોચ કરતો નીચે ઉતર્યો. પોતાને પછડાટથી પારાવાર ઈ-જા થયા છતાં શેગ પાસે આવ્યો કે દવાનું પડીકું રૂમાલમાં લપેટી શેગને ગળે વીંટી દીધું ને તેને ઘેર જઈ તરત દવા પોંચાડવા હાલબર્ટે ફરમાવ્યું ને પોતે પાયમાલીમાં પોઢ્યો.

પોતાના એકના એક પુત્રની લાંબા વખતની ગેરહાજરી-માં હાંફલા ફાંફલા થઈ ગયેલ માબાપે એકલો શેગને જો-યો કે તેમના હાંજા નરમ પડી ગયા, પણ થોડીપળ પછી કુતરાની ગરદન આસપાસ બાંધેલ રૂમાલ છોડતાં દવા દેખ-વાથી જરા ધીરજ આવી ને શેગને સાથ લઈ તપાસ કરતાં મહા મેહેનતે માલકમને માનીતા પુત્રનું મુડદાલ શરીર હાથ આવ્યું. મોટી મુશકેલીથી તેને શાચવી સંભાળી રેહે-ઠાણપર લાવી ઉપાય કરતાં કેટલીક મુદતે હાલબર્ટને બોલ-વાની શકિત આવી. પણ તેના પેહેલા શબ્દો આ પ્રમાણે હતા "માતુ તને દવા પોંચી હતી ? માતુ તને કેમ છે" ? જોયો જનક જનેતા તરફનો પ્રેમ.

---

## બહુ પ્રેમી બાળા.

ચીન દેશમાં યુનાન પ્રગણાના અમીરને એકની એક પુ-ત્રી હતી. પરંતુ તેણીના માતુ પીતુ પ્રત્યેના પ્રેમની ખુબી તો ન્યારીજ હતી. એક વખત તેણીની મા મંદગીની પથારી પર પડી ત્યારે તે પુત્રી રાત દીવસ પોતાનું સઘળું સુખ સંપેટી સેવામાં હાજર રેહેતી એટલુંજ નહીં, પરંતુ તેણી-ની દવામાં માંસની જરૂર પડતી, તે પણ બીજે ક્યાંથી

મગાવવાને બદલે પોતાના પ્યારાં શરીરમાંથી કાઢી કામ ઉકેલતી હતી?? આવી રીતે સેવા કરી માતાને આરામ કર્યા પછી કેટલોક વખત વીત્યા બાદ તેણીને સાસરે જવું પડયું.

તેણીના પીતાની વૃદ્ધાવસ્થા હોવાથી તેણીના વીયોગની વેદના એકદમ તે પ્રેમી પીતા ઉપર ગાસેબ થઈ, ને હૃદય ફાટ રોવાથી તેની આંખો એકદમ આવી ગઈ. આ ખબર પ્યારી પૂત્રીને પડતાં તે પાછી આવીને આસનાવાસના કરવા લાગી, ઉમદી ઉમદી દવાઈઓ શરૂ કરી એટલુંજ નહીં, પરંતુ દુખતી આંખમાં જે ચીપડા વળતા તે ખસેડતાં વૃદ્ધ પીતાજીને જરા પણ સંકટ સોસવું ન પડે તેટલા ખાતર પોતાની પીછી રૂપ જીભલડીથી ચાટી લેતી!!! આવી અનુપમ સેવા કરી પીતાજીને પણ આરામ કર્યો. કહો, શું આતે દુષ્ટ લોકોને જાદુઈ અસર કરનાર માતુ પિતુ ભક્તિ કે કુપાત્રને સૂપાત્ર બનાવવાનો કીમીયો? બસ થયું? નાના હજુ વધારેછે. ટુક મુદતમાં વૃધ માતાપીતા સ્વર્ગ વાસી થયાં પણ આ પ્યારની પ્યાસી પૂત્રી પોતાનાં જનક જનેતા જવાથી જહાનને જહાનમ કરી જલદીથી બેહેસ્તમાં બનેને જઈ ભેટી!!! વાહ પ્યાર વાહ! શું સદ્ગુણ તારી શોભા.!

---

## બે વીરલા ભાઇઓની માતુ પીતુ ભકિત.

ઇટાલીની દક્ષીણે આવેલા સીસીલીના ટાપુમાં એનેપ્યાસ અને એમફીનોમસ નામના બે દેવપૂત્ર એક વૃધ માબાપને

પેટ જનમ્યા હતા. આ બંને ભાગ્ય બળવંત બંધુઓની માતુપીતુ ભક્તિને અન્યદેવ ઉપાસના તથા જપ તપ આદી મોક્ષ મેળવવાની સાધનામાં શ્રેષ્ટ પદ સોંપાણું હતું. તેઓએ દ્દઢ ધાર્યું હતું કે માતુપીતુ ભક્તિ ભૂલી અન્યમાં આસ્થા મૂકવી તે જમુનાંજળ પડતું મુકી ઝાંઝવાનાં પાણી સોધવા બરોબર છે, તે દેવનગર છોડી ગરધવનગરમાં જવા જેગછે. ખરેખર તે નંદનવનના સૂગંધી પૂષ્પોપરની પ્રીતી છોડી આકડાના ફુલની ઉત્કંઠા રાખવા જેવું છે. આ અમીરી ખવાસની જુગલ જોડીને પોતાની અખંડ કીર્તીનાં સદાકાળ દુદંભી વગડાવવા એક વખત ઇશ્વરે એવો વખત આપ્યો કે જવાળામુખી પર્વત એટનામાંથી ધગધગતો લાવા નામનો રસ રડવા લાગ્યો અને તે એકદમ આસપાસનાં પ્રગણાંને પાયમાલી સોંપવા સજ થયો. આ વખત શેહેર સીમાડો છોડી કેટલાક જેટલી માલમતા ઉપડે તેટલી ઉપાડી, કોઈ દરદાગીનો તથા રોકડ જે હોય તથા જેટલો લેવાય તેટલો લઈ, અને કોઇ પોતાનો જીવ લઈ નાસભાગ કરવા માંડયા, પરંતુ આ વખત જનકજનેતાને જાનસેં જાદે ચાહનારા પેલા જુગલ જોડી બંધવા જર ઝવેરના કોથળા કોરે મુકી તથા માલ મતાના મંજુસો મેદાન મૂકી દઈ પોતાનાં પ્રાણ અધીક પ્રીય માબાપને પોતાની કુમળી ખાંધ ઉપર બેસાડી ધગતા આવતા રસની સીમા છોડી છ પાંચ ગણી ગયા!! શું સત્પુરૂષોનો સંબંધી સંબંધેનો સ્નેહ!

---

# પુત્રની પીરાઈ.

જ્યારે ચીતોડ ગાદીપતિ લાખો રાણો રાજ કરતો હતો ત્યારે તે બુઢા રાજેંદ્રના દરબારમાં એક વખતે તેના વારસ પૂત્ર ચંદને સારૂ મારવાડના માલીક રણમલ પુત્રીનું નાળીયેર આવ્યું અને ગોર મહારાજ નાળીએર લઈ પધાર્યા ત્યારે ચંદકુંવર શેહેર આસપાસ સફરપર સધાવેલ હોવાથી ગોરને દરબારમાં બેસાડયા ને કહ્યું કે હમણાં કુંવર સાહેબ પધારશે ને નાળીએર સ્વીકાર કરશે, પણ તે દરમીયાન કચેરીમાં તડાકા દેતાં મુછપર તાળ દઈ જઈફ રાણો મશ્કરીમાં બોલ્યો:— ગોરજી, હું નથી ધારતો કે આવાં રમકડાં તમે મારી સફેત દાઢી શોભાવવા લાવ્યા હશો. પણ તરતમાં પાટવીચંદ આવ્યો અને દરબારીઓએ દીલમાં લીધેલ મજાકથી નારાજ થયો. પીતાના પેટમાં પોતાને પરણવાની ઇચ્છા હશે એમ ધારી પાટવીએ અત્યંત આગ્રહ છતાં પણ નાળીયેર ન સ્વીકાર્યું, જેથી મારવાડીનું માન ન રહે તો મુંઝવણમાં મુંઝાવું પડશે એમ ધારી ધગી ગયેલ રાણે રોષમાં રાડ પાડી કહ્યું—જો ચંદ ચીતોડપદની પ્યાસપરી કરી દે તો હું પરણવા તૈયાર છું. વડીલનું વચન સાંભળતાં સદગુણી કુમારે એકદમ એક લીંગાના સોગન્દ ખાઈ રાજગાદીનો પોતાનો હક છોડી દીધો ને બુઢા રાણાને બાળકી અપાવી.

પણ ચંદની કીર્તીને ચળકાવવા થોડી મુદત પછી એવો બનાવ બન્યો કે જ્યારે આ લગ્નથી થયેલ પુત્ર મોકળ પાંચ વરસનો થયો ત્યારે રાણાએ ચંદને પૂછ્યું કે, મોકળને મ- જવા શું મુકરર કરતો જાણ? ચંદે મુરબ્બીની મરજી મુજબ

જવાબ દીધો કે ચીતોડ ગાદી મોકળને વાસ્તે માંડી દેતા જાઓ, અને કદી મારી માનવૃતીપર વેહેમ આવતો હોયતો હયાતીમાંજ મોકળનો રાજ્યાભિષેક કરતા જાઓ. પછી અભીષેક થયો અને આનંદી અંતઃકરણે પોતાના પાટવી પદનો હક પુરો કરી આજ્ઞાંકિતપણાની પ્રતીજ્ઞા પણ ચંદ્રેજ પ્રથમ લીધી અને મૈયત મુરબ્બીની મરજી અનુસાર આખી જીંદગી ઇર્ષાને અલગી કરી મોકળ મહારાજને આધીન રહ્યો. આ-વા આવા પૂજ્ય માઈ પૂત્રોના દાખલાપર ધ્યાન દેવા તથા આપણી જીંદગીના જાગીરદાર જનક જનેતાની જીજ્ઞાસા પાસ હમેશ જીતાએલા રહેવા મારી સાજા શીશુ વર્ગ પ્રત્યે વીનંતી છે.

---

## ઇર્ષા.

અરે ઇર્ષા! અરે યમરૂપી ઇર્ષા! તારી શક્તિ તથા સા-મર્થની શું તારીફ કરૂં!! અરે અભાગ્યોદય કરનાર ઇર્ષા તારો અધીકાર આલમે અધીરાજ કરતાં પણ અધીક છે? તું પ્રભુ પ્યારાને પલકવારમાં પટકી નાખેછે! તું ભક્તજનોને ઝપટવારમાં ઝપેટી નાખેછે! અરે તું સદગુણીને સપટવારમાં સપેટી નાખેછે? અરે મારણમંત્ર, તું શુરાને સાધુ, તું ડાહ્યાને ડાધુ, અરે તું શાણાને નિરમાણા કરી નાખેછે!! અરે દાન-વને ડગાવનારી, ભૂપતને ભગાવનારી, લ્યાનત છે તારા ના-મને, લ્યાનત છે તારી જાતને! લ્યાનત છે તારા કામને! ધીટકાર છે તારા ભોગીને તથા ધીક્કાર છે તારા જોગીને!!

અરે મારા સ્વધર્મી સાહેબો! અરે મારા દેશી ભાઇઓ!!

મારા હીંદ હીરાઓ ? ? ! આ વખત મારે તમો સર્વને એકજ ખરી વીનંતી કરવાની છે. આ વખત મારે એક ઉપયોગી ભલામણ કરવાની છે કે આપણી જાત, આપણી નાત, આપણો દેશ, આપણો વેશ, અરે આપણાં રાજ છેવટ આપણાં તાજ, સર્વનું સત્યાનાસ કાઢનાર, અરે નેહવંશનું નીકંદન કાઢનાર ઈર્ષારૂપ અગ્નિથી આઘા રેજો ?

ઈર્ષાએ ઓળખાણને અંધાપો આપ્યો છે અને સુવાણને સંતાડી મુકીછે. અરે અક્કલબાજને અકારી લાગનાર ઈર્ષા, હજુ તારે શું કરવું બાકીછે ? તું સર્વ કરી ચુકી, તેં અમારા મરદ બહાદુર મહારાજાઓનાં મુડદાં ગીધ પક્ષી આગળ ગોભાવ્યાં ? તેં અમારા નિરપરાધી રાજવંશીનાં નીર ખોવરાવ્યાં, તેં નુરે આલમ નરેંદ્રોનાં નેણ ખોદાવ્યાં ? અરે તેં અમારા શુરા સામતોને સ્મશાને સૂવાર્યા, તેં અમારા પુરા પુરૂષને પરાણે મરાવ્યા ? ? અરે દુષ્ટની દીલદાર, તેં અમારાં પવીત્ર ધામો ધૂડધાણી કરાવ્યાં, તેં અમારા જાગતા દેવતાઓની જોત ઝાંખી પાડી ! અરે ચંડાળણી અમારે સાં જનાના પણ તેંજ ખોડાવ્યા ? ? અરે તુંતો દયાની દુશમન છે, કેમકે દયા તો તે કરનાર માણસને તથા જેના ઉપર દયા કરવામાં આવે તે બંનેનાં દીલ ખુશ કરેછે, અને તેથી તદન ઉલટું ઈર્ષા સાથ એક અંગી કરનારનું અંતઃકરણ ખોદનાર કીડાનો જન્મ તેની સાથેજ થાયછે, અને જેના ઉપર તેનાં ઝેરી બાણ ફેંકવામાં આવેછે તેનું પણ સુખ સમુળુ સંપેટી નાંખેછે; વાસ્તે યાદ રાખો કે દુષ્ટ ભાગીની દોસ્ત ઈર્ષા છે. અરે ઈર્ષા તું યમરાજનો મોટો મૃત્યુપાસ છે, તેં ભ્રાતા સાથ ભ્રાતા ને

પીતા પુત્રને તથા મીત્ર મીત્રને માંહોમાંહે મુષ્ટી પાક ખવડાવ્યાછે. અરે અભાગણી! અરે નર્કપતિ, તેં ઉગતાં ઝાડ ઉખેડાવ્યાં છે. તેં કુમળા છોડ કચરાવ્યા છે?? દુષ્ટ શંખણી, સુખ ભક્ષણી, શું કામ હતું તારૂં અમારે? તને કોણ બોલાવવા આવ્યું હતું? અરે તને કોણે સંદેશો લખ્યો હતો કે કાગળ મોકલ્યો હતો કે તું અમારી ભરતભૂમી ભ્રષ્ટ કરવા આવી.

મારા માયાળુ વાંચનારાઓ! બે કર જોડી વીનતી કરૂછું જે આ પતીયલ રોગથી પરા રહેજો? દીર્ઘ દરીયાફ્ત કરશો તો સઘળું સુજી આવશે કે આપણી આ અધમ સ્થિતી આણનાર અરી, ઇર્ષા વગર બીજું કોઈ નથી.

આપણી લાચારી નીપજાવનાર અને આપણી પાયમાલી પેદા કરનાર, ઇર્ષારૂપ અગ્નીથી અળગા રેહેવા મારા બહાદુર બંધુઓ બોહોસ રાખશો તો બેહાલીમાં બુડતા બચશો.

---

## ચુગલ ચરસ.

આ દુનીયાની અંદર મોટો દુષ્ટ ચમાર કેહેવાય છે પણ વાસ્તવિક વિચાર કરતાં ખાતરી થશે કે આપો આપ દુષ્ટ મુર્તિ તો ચુગલીખોર શીવાય બીજો કોઇ નથી. ચુગલખોરમાં લોહચંબુક તથા ચકમક બનેનો ગુણ રહ્યો છે. ચુગલખોરનું ચીતડું હમેશાં ચોખાનું ખોખું કરવા, ભલાનું ભુંડું કરવા, લાયક નીલાઠ અને નાયકનું નખોદ કાઢવામાં કામે લાગેલું હોયછે. ચાડીઆના અનાડીપણાં વીશે મી. જહુરામે આપેલો ચીતાર ખરે ખરો ચીતમાં લેવા યોગ્યછે.

### મનહર છંદ.

તીરંદાજ તીરતણા, દાવમાં નીશાન ચુકે,
કોઇ કાળે બંદુકની ગોળી, ફરે આડીઓ;
સમજણુ વાળા સારા, મેતાને મુત્સદી ચુકે,
બત્રિશ લક્ષણો ચુકે, બુદ્ધિવંતો બાડીયો.
કહે જદુરામ વીદવાન, કદી કરે ચુક,
ચુકવાથી હાથ માંહી, આવે કદી હાડીયો;
ચોરી માંહી ડંડીયો, ચકોર ચોર ચુકે પણ,
ચાડીનો વખત કદી ચુકે નહીં ચાડીયો. ૧
કોચતણા કાતરાને, અમલ અમળ જેવો,
વિપતિ સ્વરૂપ જેની, વાણીનો વિલાસ છે;
શ્રોમલ સોમલ, એક ટાંકમાંહી મરે એવો,
સોમણુ સોમલ જેનો, દાસ તણો દાસછે.
કહે જદુરામ જેની સીંગડીયા થકી વધુ,
ખરાબીમાં નાંખે તેવી, ખાશીયત ખાસ છે;
ચાડીયાની જીભપર ઝેરી કાળો નાગ અને,
વીંછીથી વીશેષ સદા, વીખ તણો વાસછે. ૨
છરીને કટારી ભાલા, બરછીથી ભયકારી,
કાળજાંને કાપનારો, એજ કુડો કારછે;
બંદુકની ગોળી સમ, ચોળી નાંખે ચોટ માંહી,
સંપ મૂળ કાપનાર, કુર એ કુઠાર છે.
કહે જદુરામ ગોળા, તોપના ન આવે તોલે,
એવો નાશવંત જેની, વાતનો વીહાર છે;
અસી એક ધાર અને, ખાંડાની બે ધાર થકી,

ચાડીયાની જીભનો, અપાર મોટો માર છે. ૩
મારા મારી મિત્રોને કરાવવામાં માણે મોજ,
દંપતીનાં દિલ તોડે, કુડીયો કપટમાં;
સંપનો કુસંપ અને, સુખમાંહી દુઃખ કરે,
સંતાપથી શાન્તી હરે, ખોટી ખટપટમાં.
કહે જદુરામ જશ, દયા નહીં દીલપર,
શર્મ હેયા હીણ કરે, લેરની લપેટમાં;
ચાંડીયો જો ચાહે, આખા વિશ્વમાં વધારે વેર,
અગ્રતને ઝેર કરે, એકજ ઝપટમાં. ૪
પ્રમેહથી પાંચ અને, દાહ થકી દશ ગણી,
પત્થી પચાશ ગણી, પંડીતે પ્રમાણી છે;
પીડાથી પચાસ અને શીતળાથી શત ગણી,
સ્વાસથી સહસ્ર ઘણી, જગતમાં જાણીએ.
કહે જદુરામ ભૂંડી, લકવાથી લાખ ગણી,
કોડથી કરોડ ગણી, વેદના વખાણી છે;
એ આદિ અનેક એવા રોગથી અધીક આપે,
દુઃખ રૂપ દુનીઆમાં, ચાડીયાની વાણી છે. ૫
માનવીની મંડળીમાં, વેરનો વધારનાર,
વાણીનો વિલાસ વિખ, વેલી વીકરાળ છે;
અરથ ન હોય તોય, અનરથ કરે ઘણો,
અંતરની ઇચ્છા જેની, હોળી તણી ઝાળ છે.
કહે જદુરામ ઝાઝી, દુનીઆને દુઃખ રૂપ,
ફંદમાં ફસાવનારી જીભ, જાડી જાળછે;
શાન્તી અને સંપ તણું, સત્યાનાશ કાઢનાર,
ચાડીયો ચંડાળ, મહા કાળ તણો કાળછે. ૬

# ચુગલની બાજીઋચુગલ.

ફુજ્જન પતિ પરદુઃખ ભંજન રાજા ભોજ એક સમયે એક બ્રાહ્મણના શ્લોક ઉપર આફ્રીન થઈ જવાથી દરરોજ પ્રભાતમાં આવી તે શ્લોક બોલી જવો ને સવા લાખ રૂપીયાની ઇનામ ચીઠી ખજાનચી ઉપર લઈ જવી એવો તે બ્રાહ્મણને ભૂપાળે હુકમ કર્યો. હુકમ મુજબ હમેશ ઉચ્ચાચળ ઉપર ચડેલા બ્રાહ્મણને સવાલાખ સોનૈયા મળવા લાંગ્યા. પરંતુ આ બીનાથી કાળજું કોતરનાર કેટલાક ઇર્ષા રૂપી કીડાને આધીન થયેલા બ્રાહ્મણોને અદેખાઈ આવવાથી રાજ કૃપાવાળાનું કાસળ કાઢવા કાવતરૂં કર્યું અને તે કાવતરૂં પેશ પોંચાડવા એક અદક પાંસળીયા ચતુર ચુગલખોર વાળંદે માથે લીધું. એક દીવસ જેવો દરબારમાંથી પેલો બ્રાહ્મણ પાછો ફર્યો કે મુકરર થયેલા મુંડનગારે બ્રાહ્મણને પોતાના ઘરમાં આવવા કહ્યું ને ઘરમાં લઈ જઈ ખુબ આડી અવળી વાતુ કર્યા પછી ગંભીર ચેહેરે બોલ્યો–'અરે મહારાજના માનીતા મહારાજ, આપ ઉપર દરબારશ્રી હાલ ફુરબાન છે, પણ હું જે તમારો હેતુને દાસખું તેને હવે દીલગીર થવા વખત આવશે, અફ્રશોસ! બ્રાહ્મણ કેમ તારે માથે વળી શેનું વાદળું ? ગાંયજો–મારે પોતાને તો મેહેર છે પણ પારકી પીડા પજવે છે, અને તે પણ આપનીજ, ગઈકાલ પગચંપી વખતે સરકાર સોસકરતા હતા કે સાળા સુદ્ર જેવા બ્રાહ્મણનું સાલ થયું. કોણ જાણે દાદ દળદ્રો છે, કે કોણ જાણે અવાળુ રોગી છે, કે કાનમાં આવી

કેહેછે ત્યારે મારૂં તો માથું ફાટી જાયછે. મારા મુરબ્બી મેહેરબાન, આ આપની પીડા લાગી છે; હવે સલાહ આપું છું જે આવતી કાલથી મોઢે રૂમાલ રાખીને કાનમાં જે મંત્ર મૂકવો હોય તે મૂકજો, નહીંતર હવે સોનૈયા સહુ જશે બ્રાહ્મણ—"બહુ સારૂં મારા માયાળુ શુભેચ્છક, તેમ કરીશ."

બીચારા ભોળા બ્રાહ્મણને ભમાવનારૂ ભટ વાળંદની વાત વાજબી લાગી અને વળતે દીવસ રૂમાલ લઈ જવાનો પક્કો ઠરાવ કર્યો. પોતાના પ્રપંચમાં પાર ઉતરવાથી બ્રાહ્મણની પૂંઠે પોતે પણ ઘર છોડી રાજમંદીરમાં ગયો અને રાજાજીની પગચંપી કરતી વખત થોડી થોડી વારે ચંડાળ ચાડીયો મોઢું મરકાવા લાગ્યો. એક વખત રાજપતિની દ્રષ્ટી પડતાં કહ્યું, શું કારણથી તું હસેછે. સરકાર ન બોલાવે તો ઠીક એવું જરા ડોળ કરી બોલ્યો 'મહારાણાઓના રાણા પેલા પાપીયાને આપે તો પવીત્ર ઠરાવ્યો છે, પણ અમે તમારા ગોલા, અમો તમારૂં અન ખાનારાથી હવે ખમાશે નહીં. હવે તો હદ વળી. આપે તો દુધ પાઇને સાપ બનાવ્યો, પણ આપને કરડવા વીચારે એ અમથી નહીં જોવાય. પેલો દુષ્ટ ભાગી જરા બે બોલ બોલી સવાલાખ સોનૈયાની ચીઠી લખાવી જાયછે તે ગઇ કાલ્ય મારે ત્યાં મુંડાવવા આવ્યો હતો. ને તે પણ વળી વેઠે મુંડાવ્યું, કારણ આપનો માનીતો. પણ તે વખતે સાળો બકતો હતો કે રાજા માંસ મદીરા એટલાં ખાતો લાગેછે જે સવાલાખ રૂપીયા મેળવી આપતી એક મીનીટ પણ પ્રભુ તેનાં મોઢાં નઝદીક ન

નમારે. તે અત્યંત અધરેથી છાટ મારેછે આપણે તો આવ-તી કાલથી રૂમાલ આડો રાખી કેહેતા જશું. આવો રંગ દઈ રાજાને તો રાતોચોળ બનાવી દીધો. વળતે દીવસ વા-જાંદ પ્રપંચ પાર પડ્યો, કેમકે બ્રાહ્મણે મુંગતી મોઢે ચડા-વી, ને રાજાએ સવાલાખ સોનૈયાને બદલે નાક કાપી ગધેડે ચડાવી ચઉતરા આગળ પછાડવાનો પરવાનો લખી આપ્યો. પરંતુ મોઢું ઢાંકવાની મત દેનાર મુંડનગારને મોજમાં મદ-દ માગી દીવસના મજરા બદલ તે દીવસની ઇનામ ચી-ઠી ઇનાયત આપતાં ફરમાન મુજબ અમલ થતાં અદેખાનો પ્રપંચ પાધરો થયો.

---

## ચુગલ અનાડીનું કબાડીપણું.

એક મોટા જાગીરદારના દરબારમાં આએહુબ જાણે પ્ર-માણિકતાની પોતે પ્રતિમા હોય નહીં, તેવો એક ખાનદાન વંશનો ખજાનચી હતો. તે હમેશ ઉપજ ખરચ ઉપર એવું તો સજ્જડ ધ્યાન આપતો કે જેવી રીતે કેટલાક માણસો માળા ફેરવતી વખત જે ઇશ્વરી વચન બોલતા હોય તે તો બોલ્યાજ કરેછે અને વાત પણ કરતા જાયછે, તેવી રીતે તે ખજાનચીનાં દરેક ખાનગી કામ કાજમાં ખાવાથી તે સુવા બેસવાના સર્વ વખતમાં તેનો અંતર આત્મા તો કેમ આ-મદાની અદા કરવી, કેમ અઘટીત ઉપયોગથી બચાવવી તેમાં એકત્ર થઈ રહેતો હતો; આવા પૂર્ણ રાજ્યભક્તને માથે પણ એક દીવસ ચોથના ચાંદાનું આળ આવી ચડ્યું.

એક ખાસ હજુરીઆએ દરબાર સારૂં એક દાગીનો લીધો છે એમ કહી પ્રથમ ૨૦૦૦ બે હજારની રકમ માગી પણ આ ખજાનચીએ કહ્યું, તે દાગીનો મને બતાવો હું કીમતગરા પાસે રાખી ખાતરી કરૂં, કરનારને મળી તેનું નામું તપાસું તથા તોલ વજન જાણું ત્યારે એકદમ બેશું પણ ચાર દેવાના હોય તોપણ આપવા તૈયારછું. હજુરીયો બેહદ લોભી હતો, તે મોટો હોદેદાર, રાજ લગામ તથા અમલની ધોંસરીને ફેરવી નાંખવાની સત્તા ધરાવનારો હતો તે છતાં જો કે આ વેપારમાં તો તેને ફક્ત બેજ રૂપીયા દલાલીના મળવાના હતા તો પણ લોભને થોભ કેમ આવે? ખજાનચીની વાત તેને વહાલી ન લાગી, તેણે ભલા ભંડારીને ધમકી દઈ ચમકાવ્યો કે બાપનું કરી બેસનાર બચ્ચાજી યાદ રાખજે, ગણજે કલાકો. ખજાનચી—પ્રાણ કરતાં પતીત પ્યારી છે.શઠને શાબાશી ન અપાય.

આ બે રૂપીયા બીચારા બાર લાખના માલીકને મોંઘે મુલે જતાં ખજાનચીને ડંસ દેવા તેના હડકાયાં હૈયામાં હળાહળ ઝેર ઉપજ્યું.

દૈવયોગે એક દીવસે ગુણીના ગ્રહો ગામ ગયાથી અચ્છી તક આવી ચડી. તે દીવસ ખજાનામાંથી કેટલાક રૂપીયા સીલબંધ તોશા ખાનામાં નાંખવા મોકલવાના હતા. (આ જાગીરમાં મોટાઓના વખતનો એવો ધારો હતો કે ત્રીજોરીમાં અમુક રકમ ઉપર થાય એટલે પાંચ વરસમાં પૈ પેદાશ ન થાય તોપણ ખરચ ચલવાય એટલું ખજાનામાં ખદબદે ત્યારે વધારો તોશા ખાનામાં નાંખવો અને તે જબરી આફતે ઉઘાડવો) તોશા ખાના તરફ જતા જરઝવેરથી ભરેલા ઝૂટા

જેવા તે રસ્તેથી જતા હતા તે વખત બરાબર બેસતો ધારી હજુરીએ હજુરને કહ્યું જુઓ તમારો માનીતો ખજાનચી, પૈ પૈસાની બીજાની ભૂલ તો પટ લઇને પાધરી કરી ચોરીઓ સદાવી ખુટલમાં ખપાડેછે પણ પોતે તો આવા ઊંટના ઊંટ ગટક!! ભોજરાજાને ભમાવી દીધો ને તેજ ક્ષણે પ્રથમ ઉચ્ચારમાં ભંડારીને ભગવાં પેહેરાવી શેહેર બાહાર હાંકી કાઢવા તથા તેના મેહેલને મેદાનદોસ્ત કરી નાંખવા જાગીરદારે હુકમ કર્યો, હુકમે હાજર હજાર કહેનારા એકદમ છૂટા ને સપાટમાં ચોખા ને ચતોપાટ કરી નાંખ્યો. જુઓ બેવકૂફની બેદીલી!

દુષ્કર્મનો અગ્નિ ચાડીઆનાં અંગીડીઆં અંતઃકરણમાં ભરાયા કરેછે તે કદી ઓલવાતોજ નથી.

---

## બખીલ બેદીલી.

આ દુનીયામાં બખીલાઈ જેવી બુરીલત બીજી કોઇ કથી. બખીલ આદમી પૈસાને પરમેશ્વર રૂપ સમજે છે ને તે મેળવવામાં ગમે તેવા દુઃસહ ઉપાય અજમાવવાને તથા અઘોર પાપ કરવાને તે કદી પાછી પાની ભરતો નથી. બે પૈસા મળતા હોય તો પોતાનાં બૈરી છોકરાં સાથ છળ ભેદ રમવા ચુકતો નથી, અને પાંચ પૈસા પેદા થતા હોય તો પોતાનાં માતા પીતાને પેશ પોંચાડવા પછાત પડતો નથી. બખીલાઇને ને સાંજાને સો ગાઉનું છેટું સમજવું. કં-

જુસનાં ક્રૂર કાળજાંમાં અનુકંપાનો અંશ જરા પણ આશરો લેવા પામતો નથી. દ્રવ્યનો લોભી મીત્રને મારવામાં તથા સ્નેહીને સંહારવામાં કદી સંકોચ પામતો નથી. આવી તરેહની બખીલાઇની બદઓ વીશે બોલતાં પાર આવે તેમ નથી, વાસ્તે તેના વીશે ટુંકમાં ઇશારો કરી તેવા દુષ્ટોનાં કેટલાંક દષ્ટાંતો આપુંછું, જે વાંચતાં વીત્તકુત્તા એહમકો ઉપર આફરડો ફીટકાર ઉતપન્ન થશે.

—⁂—

## સૂમનો સરદાર ડેનિઅલ ડેનસર.

આ કંજુસના કાકાએ એટલી દોલતી વધારી હતી કે દર વરસે ૩૦૦૦૦ ત્રીસ હજાર રૂપીઆની આમદાનીની જાગીર તથા ૩૬૦૦૦ છત્રીસ હજાર રૂપિઆનો છુપો ખજાનો પોતાના વારસને બક્ષ્યો હતો, છતાં તેણે પોતાની જીંદગીમાં ભોગવેલું શંકટ તથા શોસનો સુમાર નથી. શંતોષનો તો તે મોટો શત્રુ હતો. આ ધન ઘેલો દોલત દેખી દંગ થતો, લક્ષ્મી જોઈ લેવા લલચાતો ને નાણાં નજરે જોઇ નાચતો. તેની જીદંગીની મોટી નેમ કરોડપતિ પદ પામવાની હતી. જર ખરચવું ને ઝેર ખાવું તેને બરોબર હતું. તેનાં ઓઢવાં, પેહેરવાં, ખાવાપીવાં, સુવા બેસવા વગરે સર્વમાં કંજુસાઈનો અમલ આગળ પડતો હતો. આ કેવાતા લક્ષાધિપતિને એક બેન હતી જે પણ કંજુસાઇમાં ભાઇથી ઉતરે તેમ નહોતી. ગમે તેમ કરીને પોતાના બંધવની દોલતમાં દિનબદિન વધારો કરવો એ તેનો મુખ્ય ઉદેશ હતો.

આખર આ મોંઘી બેનને કાળમુખો મંદવાડ આવ્યો ને લાચાર થઈ તેઓ ખાટલે પડયાં ને ડેનસર કાકાને દવા દારૂમાં દામ ખરચવા વખત આવ્યો. અરે જે બેને આખી જીદંગી કાળી મેહેનત કરી હતી, જે બેને વીકટ વૈતરૂં કરી પોતાનું તન ઘસી પૈસાને ઘસાવા દીધો નહોતો, જે બેને બાઇના ઘરમાંથી સારૂં ઓઢવા પેહેરવાના સોગન્દ લીધા હતા, જે બેને પોતાનાં વદનને વસ્ત્ર ભૂષણથી કદી પણ દીપાવવા દીલ દોડાવ્યું નહોતું અને જે બેહેને બે બદામનું બળીદાન દઇ પૂન્ય કરવા પ્રીતિતો ધરાવીજ નહોતી, તે બેહેન આખરે મંદગીનાં બીછાનામાં બે હાલ થઇ પડી. દિનપર દિન તેની બીમારી ભયંકર રૂપ પકડવી ગઇ ને આખર હાડ પીંજરનું માત્ર ખોખું રહ્યું. આવી અવસ્થામાં આવેલી બાઇ વીશે નિર્દયમાં નિર્દયને પણ દયાનો અંકુર ઉત્પન્ન થયા વગર રેહે નહીં એમ હતું છતાં ડેનસર ડોસાએ દયાને તો દેશવટો દીધો હતો તેથી પોતાની લાડકણી લાખેણી બેનની બરદાશ કરવાની ફરજ સાથ રીસાદ ઉઠાવ્યો, કેમકે લોક લાજ સામે તો તેને મોટી લડાઇ હતી. આવો વખત જોઇ એક ભલા પાડોશીને દયા આવી તેથી તેણે તે બુઢાભાઈને કહ્યું, 'ભલા તમારી બાપડી બેન દુઃખથી બેજારછે તો કોઈ કાબેલ ડાકતરને બોલાવી કંઇ દવા દારૂ કરો તો સારૂં.' આટલું સાંભળતાં ડેન્સર ડોસો રાતો ચોળ થઇ ગયો અને હાકોટા મારી હડબડતો બોલ્યો—પારકા છોકરાને જતી કરવાનું ઠીક તમને આવડે છે; પારકા પગ

ઉપર કુવાડો મારવામાં તો હુશીયાર લાગોછે; પારકા ઘરમાં ડોળ ઘાલુ થતાં કોને ન આવડે ? તમને ડોઢ ડાહ્યા થવા કોણે બોલાવ્યા છે? શું તારો ડાકતર ઘાડ મારનાર છે? આ દુનિયામાં કોણુ અમર છે? કાળ પંજામાં કોણુ નથી ફસા- તો પરમેશ્વર સામી શીર જોરી અમારે તો નથી કરવી. હું તો ! ખુલ્લું કહુંછું કે જો એની અવધ આવી રહી હશે તો ડા- કતરના બાપની કશી હુંશીઆરી કામ નહીં આવે. કાલે મ- રતી હોયતો ભલે આજેજ મરે, બાકી દોકડા ખરચી દવા- તો નહીંજ કરૂં. પાંચસો લોહીનાં ટીપાં સુકાય છે ત્યારે એક દમડીનાં દર્શન થાયછે. આ બખીલ બુઢે પૈસાની પ્યારી પ્યા- સથી પોતાની શુધ અંતઃકરણુ પૂર્વક શુભ ઇચ્છનાર બેહેનની દવા કરવા કંઇ પણુ દામ ખર્ચ્યો નહીં, ને તે બીચારીએ દવા વગર રીબાઇ રીબાઇ રસ્તો લીધો. જૂઓ દુષ્ટ બખો- લની બેદીલી? ?

**દોહરા.**

લોભીજન ઉપકારિનું, સર્વેશ લેવા ચહાય;
જેમ ચણાના છોડને, સમૂળ ખેંચી જાય. ૧
નબળા તારા નામપર, થુંકે દુનિયા થુંક;
એળે જન્મ ગુમાવિયો, ખાધી મોટી ચુક. ૨

---

## દોલતનો દાસ વેન્દીલ.

વેન્દીલ સાહેબ એ એક પારિસનો નામીચો કંજુસ હતો; તેને કંઇ પણુ ફરઝંદ તથા વારસ વકીલ ન હોવાથી

૮૦૦૦૦૦૦) એંસીલાખ રૂપીઆની ગંજાવર દોલત સરકારને સ્વાધીન થઇ હતી. આ લખલુટ દોલતનો દરબાર હોવા છતાં તેની દરેક કામકાજમાં કુડી કરકસર અગ્રેસર માલુમ પડતી એટલુંજ નહીં, પણ પૈસા ખાતર પોતાના પીંડનું બળીદાન આપી તેણે અમર આબરૂ મેળવીછે. તે કંગાલ કંજુસ વખતો વખત વીશીમાં જમતો અને ઘણી વખતે સૂકા રોટલાના કટકા ગજવામાં ભરી પોતાના માજીસ્ત્રેટના હોદાની રૂયે તપાસ કરવા ખાતર દુધ બજારમાં જઇ બડી ધામધુમ કરતો ને દૂધમાં દગો છે એમ ડરાવી ચાખવા લેતો ને છુપી રીતે રોટલાના ટુક ગટક કરતો, અને સત્યવક્તા દીન દૂધ વેચનારા દૂધ વીશેની પાક ઘાનત વીશે દીનતાથી સોગન ખાતા તથા ચખાડવાને આનાકાની કરતા તેઓને વળી પોતાના સીપાઈ પાસ ધક્કામક્કા ખવરાવીને પણ પોતાનું પેટ ભરવામાં ભૂલતો નહીં. આ બખીલનો બાપ બીજા સાથે પોતાની ભ્રષ્ટ વૃતીનો ઉપયોગ કરતો એટલુંજ નહીં પરંતુ પેહેલાં તો "પોતાના પ્રાણ સાથ પણ બેદીલી ચલાવતો. એક વખત કઠીયારા પાસથી લાકડાંની ખરીદી કરી તેના માલીકને પોતાના દમ તથા રોફમાં ફસાવી ખૂબ કમતી કીમતે સોદો કર્યો અને તેમાં પણ તેની નજર ચુકાવી પોતે માજીસ્ત્રેટ હતો તો ચોરો ચોરી કેમ કરતા હશે એનો અનુભવ કરવાનો વિચાર થતાં પોતે લાકડાના થોડા ઘણા કટકા ચોર્યામાં પણ ફતેહ મેળવી. આ પાઇ પૈસાના મોટા લાભથી તેને અન-

હદ આનંદ ઉત્પન્ન થયો, અરે! સંતોષજ્વર આવ્યો. થોડી મુદત દવા દારૂ વગર ચલાવ્યું પણ આખર દાકતરને બોલાવવા જરૂર પડી ખરી. દાકતરે સંગ્રાહ મૂકાવવા કહ્યું ને મેહેનતાણાનો રૂપીઓ ૧ એક માગ્યો. પણ આ માગણી મોંઘી માલુમ પડવાથી બીજા દાકતરને દલીલ કરી, તેણે બાર આના માગ્યા; પરંતુ આવડી મોટી રકમ આપણા લઠ લોભીયા સાહેબને રૂચતી ન આવવાથી હજામથી કામ આટોપવા ઇરાદો કર્યો. પરંતુ હજામે બે આના બતાવ્યા તે પણ કબુલ કરવામાં તથા રકમ ઉપાડવામાં જાણે ઘરબાર ફના કરવાં પડતાં હોય નહીં એવી દુઃખી હાલત બતાવી આખર કબુલ્યું. પણ વેહેવારીયા વેન્દીલ સાહેબના ચીત્તમાં ચોખવટ રાખવી બહુ પસંદ હોવાથી સવાલ કર્યો કે—ભલા, મોંઘા મુંડ છોલુ, કેટલી વખત સંગ્રાહ મુકાવવી પડશે! ને તેનું કુલ કેટલું લોહી કાઢવું પડશે! ને કુલ કેટલું બીલ થશે? જવાબમાં હજામે ત્રણ વખત સંગ્રાહ મુકાવવી પડશે, અને દોઢ શેર લોહી કાઢવું પડશે તથા ૬ આના બેસશે એમ જણાવ્યું; પણ તે જાણતાં વેન્દીલ સાહેબ તો હેબકી ગયાને મેહેરબાની રાહે ઓછું કરવા અરજ કરી. પણ ફોકટ ગઇ, જેથી ચીરડાઇ કહ્યું, ભાઇ હજામ મારો મત એકી વખતે દોઢશેર લોહી કઢાવવાનો છે ને આના બે તને તારી મોંઘી માગણી મુજબ આપીશ, મરજી હોય તો હાથો ઠોકો નહીંતર હાલતા થાઓ, હજામે અરજ કરી કે સાહેબ, એમ કરતાં આપના પ્રાણને નુકશાન પોંચશે, જીંદગી ખતમ થશે ને સંસાર સાથ રૂસણાં લેવાં પડશે;

પરંતુ, સુમસાહેબનો મીજાજ એકદમ પોતાને મકાન જ બેઠો ને કહ્યું સાલા—સ્વાર્થી લાગેછે, પારકું પોતાનું કર। તને જેવું પસંદ છે તેના કરતાં મને વધારે છે. કોકના હાથમાં તાળી ઠોકતાં તને ઠીક તારી ડોશીએ શીખવ્યું છે. વગેરે કેટલીક ભાંજગડ કરી પોતાની હઠ મુજબ હજામને વર્તાવ્યો. એક વખતે દોઢસેર લોહી કઢાવ્યું, ને અડતાલીશ પાઇનો મહાભારત બચાવ કર્યો ??? પરંતુ છેવટ અત્યંત નબળાઇને આધીન થઈ પૈસા ખાતર પ્રાણ પરવસ કરવાની પોતાની પ્રતીજ્ઞામાં પાર પડયો. ધન્ય છે વેન્દીલવીર તને ધન્યછે?? પોતાનો પ્રાણ ખોઇ તારી અનગળ દોલતની નેક નોકરી બજાવી તો આશા છે જે તારી સાથે સ્વર્ગના રસ્તામાં ગરથની ગાંઠડીઊ સાથે આવી હશે. ધીક્કાર છે તારી જાતને કે શરીર તોડયું પણ પૈસો ન તોડ્યો.

દોહરો.

પાઈ મળે જો પારકી, ધક્કો મક્કો ખાય;<br>
સંસારી સુખ સ્વલ્પમાં, જાણે નહીં જરાય.

---

## કૃપણનો કરમી કાકો થોમસકુક.

મુલક મશહુર કૃપણના કાજી થોમસકુકના મરણ પછી તેની પુંજી રૂપીયા ૧૩૦૦૦૦૦ તેર લાખની નીકળી હતી, પરંતુ આ પૈસાના પૂજારાએ પોતાની હૈયાતીમાં પોતાના શરીર સુખ સારૂં પાઈપણ પારકી કરી નહોતી. તે જેમતેમ શરીર ટકાવવા જાડું પાતળું ખાઈ રેડવતો ને રાતદીન

પૈસો મારો પ્રાણ, પૈસો મારો પ્રભુ, એ મંત્ર ભજ્યા કરતો હતો. પોતાને ખરચ બચાવવા તથા પ્રભુ પ્યારા પરગજુને પલાળવાને એટલે તેમને નવરાવવા તે રોનકદાર યુક્તિ રચતો. વખતો વખત સદ્દગૃહસ્થોની શેરીમાં જાણે ફેર કે ચકરી આવી હોય, તેમ ડોળ કરી પડી જતો ને બેહદ શંકટ શરણ થયો હોય નહીં તેવો દેખાવ જમાવતો કે જે જોઈ કેટલાક પરમારથી પુરૂષો પેલા પૈસાના પાજીને પોતાના ઘરમાં લઈ જઈ પ્રાણ અધીક સેવા બરદાસ કરતા, અને સારૂં સારૂં ખવડાવતા; તેનો થોડા દીવસ સુધી તો દુષ્ટ કુકઠઉ કલેજે ઉપભોગ લેતો અને પલાયન કરવાની તજવીજ કરતી વખત નોતરેલ કુટુંબ કબીલાના નામ લખી લેતો અને એવો ડોળ બતાવતો કે મારી મોટી માયામાંથી મારી પાછળ થોડીના તમને પણ માલીક કરી જઈશ.

આ પાપીના પલાખા ઘણાછે પણ તેનો એક ઉમદો દાખલો આપુંછું કે જે તેની કીર્તીના બદલમાં તેના ઉપર સર્વેને થુંકી શાબાશી આપવાનું સુચવશે.

કૃપણકુકનો કીંગ નામનો એક કાગદી દીલોજાન દોસ્ત હતો; જે મીત્રે પોતાની ચડતીના વખતમાં કુક ઉપર કેટલાક કારમા ઉપકારો કર્યા હતા; તેણે કુકને હમેશ વાસ્તે આભારી દામ આપી ખરીદેલો હતો; પરંતુ દૈવગતીથી કુલીન કીંગ સાહેબ એક વખત અસ્તોદયનાં નીરંતર ફરતાં ચક્રને આધીન થવાથી અનિવાર્ય તંગીને તોડવા પોતે પ્રાણ અધીક લેખેલા મીત્ર મી. કુક પાસે આવી બે હજાર રૂપીયાનો

હાથ દેવા અરજ કરી, પણ નીમક હરામ ગુણચોટીએ ચોખી નાપાડી કે મારા જેવા દલીદ્રીથી શું તારૂં દાલીદ્ર ચુર થવાનું છે? ઉપરાંત વળી મારા ગુરૂનો બોધછે તે સાંભળ.

દોહરા.

બાણુના વ્હેવાર જ્યાં, ત્યાં નાણા વેહેવાર;
જે રાખે અનુભવ વિના, તે જન ગણો ગમાર. ૧
દેતાં ઉપજે હરખ દિલ, લેતાં ઉપજે ઝેર;
આ દુનિયામાં એવીછે, પૈસા કેરી પેર. ૨

આ વાકયો સાંભળતાં માયાળુ મીત્ર કીંગને કેવું લાગ્યું હશે તેનો ખ્યાલ સેજ આપણે કરી શકશું. તે પોતાની તંગી-ની વ્યાધી તો તેજ વખતે ચુકી ગયો, પરંતુ પોતાના મી-ત્રની બેદીલી ખાતર બહુજ ખેદ પામ્યો.

બેશક, આવા પૈસાના હેરી લોભીઆ સાથના સ્નેહમાં જુતાની પેહેરામણી મળેછે, તેઓ કામ આવતા નથી પણ કામ આપણેછે અને સ્વાર્થને સર્વેશ્વર ધારી પરમાર્થને પરવાન બનાવેછે. સતવાર ધિક્કારહોજો આવા કૃપણની કૃપણતા પર ??

---

## ધનવૃંતો જોન ઓવર્સ.

આ લંડનના લોભીઆ જોનઓવર્સે એટલીબધી દોલત એકઠી કરી હતી કે કોઈ ત્યાંનો ઉમરાવ પણ પૈસા બાબ-તમાં તેની અગાડી પડી શકતો નહોતો. ગીરવી રાખેલાં ઘરેણાથી તેની તીજોરીઓ તર રહેતી, તથા દેણદારનાં સઈ સાખવાળાં ખતપત્રોથી તેના પટારા પૂર રેહેતા હતા.

પરંતુ અફસોસ, અત્યંત અફસોસની વાત એ હતી કે પોતાની હાજતો હણવા, ખામીઓ ખોદી કાઢવા, તથા તંગીઓ તોડવા, તે બીલકુલ દામ વાપરી શકતો નહોતો. આ દ્રવ્યનાં બોયરાંના માલીક ભાઇ સાહેબનો બહારનો દેખાવ બીખારીને પણ લજવે એવો હતો. તેની તેનાતમાં ધંધામાં મદદ કરનારી મોટી નોકરનફરની ટોળી હતી કે જેનો પગાર તો માત્ર પોચું પાતળું ખાવાનું હતું. સાજા દીવસની સૂર્યના તાપમાં તપતાં કરેલી સખ્ત મજુરી બદલ આતું હલકું અનાજ આપવું પડતું હતું, તે પણ અળખામણા ઓયસને ફાંસાયે લટક્યા જેવું ખરાબ લાગતું હતું. ખોરાક રોજી ચુકવતી વખત તેનું કાળજું કપાઇ જતું, અને ત્યારે તે સાજાદીની મેહેનતથી મરણતોલ થઇ ગયેલાને ભુખડા કુતરા, માગતલ, લેણીઆત, વગેરે હલકા શબ્દોથી વધાવી લેતો.

વળી ઘરમાં બળતા ઝાંખા દીવાની રોશની રખેને કોઇ ચોરી જાય તેની દેહેશતથી કોઇને તે પોતાને દીવે દીવો સળગાવવા દેતો નહીં. આ ભુંડા ભ્રષ્ટ માણસને એક દીવસ વીચાર આવ્યો કે દરરોજ ચાકરોને ખાવાનું આપવું પડેછે તે જો બને તો કોઇ કોઇ દહાડો ગાળી કાઢવા, તદબીર કરવી જરૂરની છે.

આ ઢોંગી બુઢાએ એક દીવસ એવી ગોઠવણ કરી પોતાની એકની એક પુત્રીને કહ્યું કે, સવારે ચાકરો આવે ત્યારે તેઓને જાણ કરજે જે માલીકનું રાત્રીમાં અકસ્માત મૃત્યુ થયુંછે! એમ કહી પોતે એક ચાદર ઓઢી વેહેલી પ્ર-

ખાતમાં લાંબો થઈ સુતો અને પાંગતે તથા ઓસીકે એક એક દીવા બતી બળતી મુકી ને એમ ધાર્યું કે આજ આપણા મરણના માઠા સમાચારથી ચાકરો પુત્રી પાસ કંઈ ખાવાનું માગતાં મુલાજો ખાસે અને આપણા ઘરમાં ઉગારો થશે !!!

ચાકરોએ આવી શેઠના ખબર પૂછતાં ડસકાં ભરતી દીકરી બોલી ઉઠી, બાપા તો બેહેશતમાં પોચી ગયા ? હવે હું શું કરૂં ? હાય હવે હું કયાં જાઊં ?!

માલીકના માઠા ખબરથી ચાકરોએ ઉપલક મનની દીલગીરી જણાવી અને સાલ ગયાથી સુખી થતા દેખાઈ મનમાં મનસુબા કરવા લાગ્યા કે 'ગુરૂ ગયા મોટે ગામ, આપણે કરશું આપણું કામ' 'ચાલો ભાઈઊ ચમન કરીયે, ખાઇએ પીએ ને પેટુ ભરીયે' ભલું થયું જે ભાંગો જંજાળ હવે બનશું લાલમલાલ.'

આવા વીચાર કરી જરા મોતની ખાતરી કરી, આનંદાવેશથી બબરચીખાનાના બાર વગાડવા કુદી પડ્યા. કોઈએ લીધું પનીર, તો કોઇએ લીધો પાંઉં; કોઇએ બાટલી, તો કોઇએ બીસકુટ, જે જડયું સટક તે થયું ગટક.

ધારેલ ધારણા ધુળ થઇ વીરૂધ પડતો દેખાવ જોઇ વધારે વાર લાગશે તો દાટ વળી જશે એમ ધારી સોપેલી ચાદર ઓઢી ઉપર નીચે મુકેલી બતી લઇ બખીલ સાહેબ સામા થયા, પણ મર્ણ પામ્યા ની ખાતરી કરેલ મેતાઓ ભુત જાણી બાઢાં દેવા મંડયા ને છેવટની નિર્માણ થએલી નર્ક બારી બતાવી.

મારા પ્રીય વાંચનારાઓ, હવે તો આપને ખાતરી થઇ હશે કે બખીલ લોકો પૈસાની પંપજાળમાં કેટલાં સંકટ સહન કરેછે ને કેવી રીતે બીજાનું બુરૂં કરવા તાકેછે ! ?

## સખીના શત્રુ સ્મીથ સાહેબ.

બેડફોર્ડ શાયરના બુઢા બાવા સરવીલીઅમ સ્મીથને ૭૦ વરસની વયે નેત્ર રોશની અસ્ત પામવા આવી, જે વખતે વૈદ વીદ્યાનો આસરો લીધા શીવાય અવર ઇલાજ રહ્યો નહીં, પણ પૈસાને પારકે હાથ સોંપવા કરતાં પોતાના પ્રાણ પરવશ કરવામાં પછાત ન પડે એવો આ બુઢો બાવો હતો. પણ શું કરે? આખર લાચારીથી એક ટેલર નામના ચતુર વૈદરાજને બોલાવ્યો. તેણે સ્મીથ સાહેબની સુબી સઘળી તપાસી ચકાસીને દુરસ્તી વાસ્તે ૬૦ ગીની માગી. છેવટ ચકાસણીએ આપણા વાણીયા ભાઇને તેની માગણી મંજુર રાખવી પડી. થોડા વખતમાં દાકતર સાહેબની દાનાઇએ દરદ ઉપર દાવ મેળવ્યો, પણ દુરસ્ત થઇ ગઈ એમ કહીશ તો દાક્તર દાદા ૬૦ ગીની માગશે જેથી તે દાદાના પરદાદાને પોંચે એવા સ્મીથ સાહેબે એવી યોજના કરી દલીલ કરી કે મને તો બીલકુલ ફાયદો નથી થયો. હજુ ઓસડ ખાવું પડશે ને તમારે પૂરતી મેહેનત લેવી પડશે અને કદી કડાકુટથી કાયર થયા હો તો લ્યો ૨૦ ગીનીને થાઓ રસ્તે. પાપીથી પનારો પરવારવા વાસ્તે જરા અતડાઅતડી કરી આખર ૨૦ ગીની લઇ હકીમજી પધાર્યા ને હળવે હળવે ભેદીના ભેદનો ભોર થયો. શું બખીલનું પાપીષ્ટપણું!

લાખો રૂપીઆના માલીકને ખાડે નાંખવાની તૈયારીમાં આવેલ આવું લાખોનું કીમતી ઝવેર જોખદાર કરનાર ઝવેરીની કંઇ કીમત નહીં? અફસોસ! લોભીયા તારાપર અફસોસ!

---

## નાંણાનો નોકર નરપતી.

એક પ્રભુ પૈસાના દાસ તખ્તધારી રાજા પાસ એક ગવૈયે ઉત્તમ પ્રકારનું ગાયન કરી ખુદ મહારાજા તથા કુલ કચેરીને ખુશ ખુશ બનાવી દીધાં, જે વખતે દેખાઇતાં દરિયાવ પણ અંદરખાને સાવ સાંકડા મનના મુગટધારીએ કહ્યું, અરે ગાન કરનારા, તારાં ગાનથી હું ઘણો ગુલતાન બન્યોછું, તો તને એક ખુરાસાની તોખાર ઇનામમાં આપીશ.

પણ કેટલોક વખત વીત્યા પછી ગવૈયે જ્યારે ઘોડાની ઉઘરાણી કરી ત્યારે પેલા કુટીલ કંજુસ રાજાએ કહ્યું, કે જેમ તેં મને ગાઇ બોલી ખુશી કર્યો હતો, તેમ મેં પણ તને કહી તે વખત ખુશી કર્યો હતો બાકી લેનાં દેનાંતો ગંડુકા કામ સમજજે. આવી રીતે પોતાનું બોલ્યું પાળવાપર પૈસા ખાતર પાણી ફેરવી બીચારાને નાસી પાસ કરી રવાના કર્યો.

---

## ધન ધૂતા ધનીક શેઠ.

એક ધનાઢ્ય શાહુકાર દેશ દેશાવરમાં સર્વોતમ સામાનોના સટા સોદા કરી લાખોના લાભની હુંડીઓ દેશમાં બીડી કામ કાજમાંથી ફારેગ થઈ પોતા સાથના થોડા ઘણા સામાન સહીત પોતાના નવલખા વહાણને તેના દેશ તરફ ફરકતો

છોડી સાગર સ્વાધીન થયો. પણ દેવ કોપથી મધ્યમાં આવતાં દરીયે પોતાની શાંતી છોડવા માંડી, ને ઘેલી છોળો છલકાવવા માંડી. શાહુકારની કીરતી ચગડોળે ચડીને થોડી મુદતમાં પૂરતી સાવચેતી નહીં વપરાય તો સાગર તળીયે સોબતી કરવા વખત આવશે એમ કપતાનનેમ લમ પડયુ તેથી બોજ હલકો કરવો જરૂરનો જણાતાં શેઠ પાસે માલ વીમી દેવા પરવાનગી માગી.

પરંતુ જાન કરતાં જંગમને અચાદે લેખનારે તેમ કરવા તદન ના પાડી, પણ આખર અણીપર આવ્યા ત્યારે કપતાનના ઘણા આગ્રહથી આખરે પોતાને ફગાવી દઇ બોજ ઓછો કરવા જણાવ્યું; પરંતુ પાસેરની બીંદડી પણ બોળી દેવા રજા ન આપી. વાહ લોભી વાહ! શું અકલનો નમુનો! દોલતમંદને દરીયામાં નાખવો દુરસ્ત નહીં ધારી કપતાને તગદીર દોરીપર વહાણને જવા દીધું. આ વખત શાહુકારે એક હજાર રૂપીઆ સલામત ઘેર પોચે બ્રહ્મભોજમાં વાપરવાજેવા પ્રભુ શાક્ષીરાખ્યાકે થોડા વખત પછી તોફાન શાંતપડયું, ને જેમજેમ સઘળું ઠીકઠાક દેખાવા માંડયું તેમતેમ કંજુસની માનતાનો મરતબો પણ ઘટવા લાગ્યો,તે આખર સહીસલામત કીનારે પોંચ્યા ત્યાંઆગળ તોહજારમાંથી પાંચ ખરચવા સુધીવાત આવી;પણ પાંચ દીવસ ઘેરરહ્યા ત્યાંતોપાંચની ખેરીયાતનો ખ્યાલ ખસતો ખસતો આખર એક બ્રાહ્મણ જમાડવાનો ઠરાવ કર્યો. મહા સંકટ સમયે લીધેલી માનતા પૂર્ણ કરવા એક હજાર રૂપીઆમાંથી એક બ્રાહ્મણને જમાડવાનો ઠરાવ પૂરો કરવા સારૂ એકદીવસ નક્કી ઠરાવ્યુંને 'ચમડી તુટે

પણ દમડી ન છુટે' એવો મંત્ર પાઠ કરતો ચોટે બેસી રસ્તે જતા ચતુર વેદધારીને પૂછતો કે મારે ઘેર જમશો ? ને કેટલું જમશો ? પણ પૂન્ય કરવાપર આવેલ શેઠને કોઇની વાત માફક ન પડી. આખર એક વૃધાવસ્થાની વાંકા વળેલા બ્રાહ્મણને જોઇ પોતાની ઈચ્છા અનુસાર ધારી પૂછ્યું કે, મહારાજ મારૂં ઘર પાવન કરશો ? હા શેઠ ખુશીથી. ત્યારે ભલા કેટલા લાડુ ખાશો ! ને બીજું શું જોશે? શેઠ ફક્ત પાવળાં ઘીનો લાડુ ને પાશેરમાં દાળભાત સર્વે. મન ભાવતો જવાબ મળવાથી શેઠ તો એવા ખુશી થયા કે કાંઇ કેવાની વાત નહીં, ઠરાવ નકી કર્યો ને હજારની માનતા માંડી વાળવા વીચાર્યું. અફસોસ છે લોભી તારા લક્ષણપર; લક્ષણ અફસોસ છે લોભી તારી લતપર. મારા માયાળુ મીત્રો જુઓ પૈસા ખાતર કેવી રીતે વૃતી ભ્રષ્ટ થાયછે.

મનહર.

પૈસા માટે મરવાથી મોક્ષનો મારગ મળે,
મન સમજાવે રોજ તત્વ જ્ઞાન લેવાથી;
"ગયા" જઈ ગોરને ન આપે એક બોર એવો,
દાન કેમ દીએ રૂડા રીઝી સ્નાન રેવાથી.
કહે જદુરામ જાર જુની ગોતી જમે પોતે,
જમણુની આશા ખોટી એવા જડ જેવાથી;
લેવાતણા હેવા પણ દોકડો દેવાનો નહીં,
મળે ક્યાંથી મેવા એવા સૂમ તણી સેવાથી.
સડી ગંદકીમાં પડી દમડીને દેખી લેવી,
આંખથી ઉઠાવી વાત કોઇને કેવી નહીં;

દેહ પડી જવા કેરી અડી આવી ગજે તોય,
દાન દયા તણી વાત લક્ષમાં લેવી નહિ;
કહે જદુરામ ચડી આવી જ્ઞાન નડી થાકે,
તોય તેને કદી દેવો ટુકડો ટેવી નહીં.
મુઆ સમે સુમ કહે માન્યે મારી વાત પુત્ર;
ચમડી ચીરાય તોય દમડી દેવી નહીં. ૨

---

## વસુ સેવક વણીક.

એક ગરથના ગુલામની વાત વળી વધારે અફસોસ કરવા જેવી છે તેઉપર પણ ધ્યાન આપશો. કોઈ ગામમાં એક દોલતનો દોસ્ત વાણીયો, તેની સ્ત્રી, તથા બે છોકરા રેહેતાં હતાં, હર પખવાડીયે પોતે બોડાવી બે ફદીયાં વાલંદને દેવાનો બંધ બાંધ્યો હતો. 'સુનાની ચુડી દાતણ વાળીને ઘસવે' આ અનુભવી ઉદાહરણ માફક પોતાના બે પોરીયાને પણ પોતાની પાછળ ઉપરીયામણમાં છોલાવી લેતો, ને બીચારો ગરીબ વાલંદ પણ હરકત ન કરતો; એક પખવાડીયાની પારીએ અમાવાસ્યા જેવી પરવણી આવી તેથી તે દીવસ પાળવો જોઇએ એવું વેહેવારીયાએ વીચાર્યું. બાકી પારી ખસવાથી વચમાં બેસી પારીનો મેળ ચુંથી નાંખી ખોટ ખાવાની પંચાતમાં હાથે કરી આવી પડવું આપણા વસુવહાલા વણીકભાઇને ન પોસાણું તેથી સામી પારીયે સાગટું મુંડાવવા મનસુબો કર્યો; પણ પારીની મુદત પાકવાને બેચાર દીવસ

આડા હતા ત્યારે વણીકભાઇને નઝદીકને ગામડે જવું પડયું; ને પાછળ પુત્રોને નાનાડાને ઘેરથી નોતરૂં આવ્યું, જેથી માતાએ ધાર્યું કે આજ જમવા જવુંછે તો ઓડાવવા વગર નહીં ચાલે તેથી પોતાના બાંધેલા હજામને હાકલ મારી છોકરાઓએ છોલાવ્યું પણ મેલી મૂર્ણ ડાહી માતાએ વીચાર્યું કે હમેશનો ધારો મોટી મુંડ પાછળ મુંડકીઊ મુંડાવવાનો છે પણ આતો તેમ વરત્યા વગર બે ફદીયાં આપવાં પડશે, ઘરમાં ધામો આવશે, વહુ ફુવડ કેવાશે, ને પ્રાણનાથ આવી પૂજા કરશે. એટલું બધું શું કરવા કરવું જોઇએ. લાવને હુંજ આજતો લપેરો લેવરાવી લઊં, દુર્દેશી દરીયાફ કરી પોતાનું શૌભાગ્ય લુંટાવી દીધું ને ધારા મુજબ પોતાની પાછળ પુત્રોની મુંડકીઊ લેખી બે ફદીયાં આપી હજામને વીદાય કર્યો. સાંજ પડે તે સ્ત્રીના સ્વામીનાથે આવી છોકરાઓને લાડ કરવા બો લાવ્યા. નઝદીક આવતાં ચકોર દષ્ટી હજામતો માથે ગઈ ને ગુસ્સાનું પરમાણુ ન રહ્યું, તે બોલ્યો 'માડી સાડી, આ શું કડચું' રાંડ મફટની મોજ માડવી ટને ઠીક આવડેછે? બેડી બોબડી હટ રો માડી પાછડ મુંડાટ, વગેરે રીતે ધમકી આપતાં તે ડાહી તથા પતીવૃતા બાયડી પાસે આવી કેહેવા લાગી કે "નઠી ભૂલી, નઠી ભૂલી." એમ કહી પોતાનો મુંડો બતાવી ધણીને શાંત પાડયો, તે બોલ્યો ધન્ય છે ડાહીની તને ધન્ય છે? ઠીક કર્યું. અરે મૂર્ખાં તું તારી સ્ત્રીનાં સૌભાગ્ય તથા સુંદરતાની દરકાર નથી રાખતો ને આટલો બધો લોભાધીન થયોછે તો શું તારો વીચાર હશે?

---

## કવિત.

જો દસબીસ પચાસ ભઈ શઠ હોય હજારતો લાખ મગેંગે,
કોટી અરબખરબ મીલે પૃથ્વી પતિ હો નેકી ચાહ લગેંગે,
સ્વર્ગ પાતાળકો રાજ મીલો ત્રહી લોક કે રાજકી આશ લગેંગી,
સુંદર એક સંતોષ બીના, શેઠ તેરીતો ભૂખ કબી ન ભગેંગી.

---

## કોડીનો મોટો મોદી.

એક ઉમરાવ પણ દીલના નાદારને મસ્તાન મરજના કરજમાં કચરાઈ મરવા વખત આવતાં ડાક્તર પાસ દવા કરવા ફરજ પડી. પૈસાથી છુટા પડવા કરતાં લાંબો વખત સુધી રોગથી સડવું કબુલ્યું હતું પણ આખર લાઇલાજ થવાથી એક દાનેશમંદ ડાકતરની દવાઇ શરૂ કરી. શરૂઆતમાં તો ગરથગંજ પતી દાકતરસાહેબ તરફ પૂર્ણ પ્રેમ બતાવવા લાગ્યા. અને દાકતરસાહેબ પણ આશાથી ઉમરાવ સાહેબને સર્વોતમ દવા દેવા મંડ્યા. પણ જેમ જેમ દરદ દાહ બુઝાવા લાગ્યો તેમ તેમ પૈસા પ્યારાનો પ્રેમ પણ પોચો પડવા માંડ્યો. 'ગરજ સરી કે વૈદ વેરી' આ વાકયનો ઉપયોગ કરવામાં આપણા ઉમરાવસાહેબ સંપૂર્ણ હતા. એક સવારે દાકતરસાહેબ જોવા ગયા ત્યારે ગરથગાંગલા ઉમરાવે કહ્યું 'મિ. બોવર્ટ, હવે મને સારી રીતે સુવાણ થઇ ગઇછે' દાકતરે કહ્યું 'આપના પ્રથમના શબ્દોએંજ મને તે સૂચવ્યું છે. ઉમરાવે પૂછ્યું કેમ? દાકતર બોલ્યો—કેમ તે કેમ વળી? જ્યારે અનિવાર્ય બીમારીમાં બુડતા પડ્યા

હતા ત્યારે મને 'મારા પ્યારામાં પ્યારા દીલ જાન કહી બોલાવતા; જરા બીમારી દુર થતાં 'પ્યારા દોસ્ત કેહેવા લાગ્યા, અને જેમ જેમ જીર્ણ થયેલ જુવાની પાછી ફરવા માંડી તેમ તેમ સ્નેહી બોવર્ટ, ભલા બોવર્ટ, કેહેવા લાગ્યા, ને તદન આરામ થતાં મિ. બોવર્ટ કહી આજ મને બોલાવ્યો, તેથીજ મને ખાતરી થઈ કે ઉમરાવસાહેબ સાવસાજા થયાછે ને હવે હડકાયા થઇ આવશું તોપછી પેજારનો પોશાક મળશે. જોઇ લોભીની લુચ્ચાઇ પૂનઃપ્રાણ દાતાને પણ પૈસા ખાતર પથરે દેવામાં તે કદી પાછી પાની ભરતો નથી.

---

## ગૃહણીય ગાથા.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને મત્સર આ છ માણસ જાતના જમ રૂપ રાક્ષસી રીપુ છે ખરા પરંતુ તેમાં પણ કામેંદ્ર દુસ્મનનો દરજ્જો તો નાયક પદ ધરાવેછે. આ ગ્નાન શત્રુ કામાંધપણાંએ કબજામાં આવેલ કઈકનાં કાસળ કાઢયાં છે. અરે તેણે તો મોટી મોટી પાદશાહીઓ અને મોટી મોટી શેહેનશાહીઓનું સત્યાનાશ વાળી નાંખ્યું છે; મોટા મોટા દેવતા અને દાનવો તથા રૂષી અને રાજાઓ આદી અતળી બળીયાની પ્રૌઢતા પાતળી કરનાર કામ વગર બીજો કોણ હરામી હતો! લાખેણી લાજનો મોટો લુટારો કામછે તો તેનાથી ડાહ્યાએ ડરી ચાલવું મુનાસીફ છે, નહીંતર ડાહ્યા કેહેવાતા ડુક્કર પદવી પલકવારમાં પામી જશે. પરંતુ ઘણી ખુશીની વાત છે જે આવા અજીત અરીને પણ દા-

સનો દાસ બનાવી પોતાના પગ નીચે કચરી નાંખનાર જે વીર મર્દો આપણી પૃથ્વી પાવન કરી ગયા છે, તેમની ત્વારીખની તારીફ ખરેખર બીન હરીફ છે.

---

## કામ જીતેંદ્ર મહાન શીકંદર.

આ અસલના વખતમાં બીરાજતા બુલંદ નામી બાદશાહની નેક નૈવતનાં નગારાં નવેખંડમાં આજ સુધી પણ નવ નવા ઘોરથી ગગડ્યા કરેછે કેમકે તે શીરતાજ સરકારની નીતિની રીતના રોનકદાર દાખલા દુનીયાદારીના દીલનેતો દેવાંગી દીસેછે. જે વખતે ઈરાની અધીરાજ દારાશાહની દારા તથા શાહજાદી આહાકેમ હજુર હાજર કરવામાં આવી હતી તે વખત શીકંદરશાહ નોજોબન કુંવારી અવસ્થામાં અલમસ્ત હતા તો પણ તે કેદ પકડાયેલ રાજવંશી કેદણ બાઇતો જેવી રીતે કોઇ પૂન્ય પીઆવારૂપી પીઠવાળાં પૂર્ણ પ્રતાપી પવીત્ર દેવ મંદીરમાં સંપૂર્ણ સલામતીમાં શાંત હોય તેવી રીતે આ ઇશ્વરી અંશ રૂપ અધીરાજની આગળ અભય હતાં એટલુંજ નહીં પણ પેહેલીજ વખત જ્યારે પાદશાહ આ કેદણોને જોવા ગયો ત્યારે પોતાને એકાંતમાં રેહેવાની ઉમેદ આગળ ધરનારાંની ખાયેશ પણ હમેશને વાસ્તે ખલકના ખાવીંદે ખરી ઠરાવી દીધી; અને વધારામાં વળી આ ચાંદબદનીઓની બદનની બલીહારી વીશે જ્યારે તેનો કોઈ અમીર ઉમરાવ કે ખાનગી ખવાસ તારીફ કરતો ત્યારે તેને બહુ માઠું લાગતું અને આખર એ

બાબતનો ઉચ્ચાર અટકાવવાને એક લખીત ફરમો ફેરવ્યો?? ઈરાન અધીરાજદારા રાજાને શીકંદરશાહની આનેકીની જ્યારે ખબર પડી ત્યારથી હમેશને વાસ્તે તે તેના આભારમાં આળોટવા લ.ગ્યો અને તેની મોહોબતમાં મુસ્તાક રહ્યો, અને છેવટ મરતી વખત પણ દારા રાજાએ પોતાને પાયમાલ કરનાર પણ પવીત્ર પાદશાહ શીકંદરની સલામતી વાસ્તે સર્વેશ્વરા આગળ લાંબા હાથ કરી કરગરણાં કર્યાં ??

વળી શીકંદરશાહ કેદ પકડાયેલાં ઉપર જુલમ ગુજારનારા પોતાના પ્યારા સીપાઇને પણ જાહેર થતાં ફાંસીની શીક્ષા ફટકાવતો. આવાં એક હુકમનામાંમાં પોતાને હાથે લખ્યું છે 'જે ઈરાનની શાહરાણી તરફ જોવામાં પણ મેં ગુન્હો માન્યો હતો.' વાહ કામજીતેંદ્ર કીર્તીવંતા વાહ! કામીઓને શીક્ષા દેવા સારૂં સેંકડો ગમે પુસ્તક લખવા કરતાં તારો ફક્ત આ એક દાખલોજ અઢળક છે ?

---

## વૃતી વશ કરનાર એન્ટ્રી ઓકસ.

મીસેડોનીયાના માલીક એન્ટ્રીઓકસને એક વખત પોતાના પાયતખ્તમાં આવેલાં એક પવીત્ર મંદીરની ગુલબદની ગોરાણી સાથ બગલગીરી કરવાની ખોહોશથી શાદી કરવા વૃતી થઈ; પરંતુ ઈચ્છા ઉત્તપન્ન થતાંજ અયોગ્ય આદર વીશે એટલોતો અફસોસ થયો કે પોતાનું પાયતખ્ત તડકે મુકી પાડોશનાં એક ગામડાંમાં ગબડાવી જઇ એવા વીચારથી ત્યાં ગમન કરવા લાગ્યો કે લાંબા વખતની ગોરાણીના લરૂખસારની ગેરહાજરી હડકાઈ હાજતની હસ્તીને હવામાં

મેળવી દેશે. આખર ધારેલી ધારણામાં ધીંગોધણી ફતેહ પામ્યો કેમકે જ્યાં સુધી લટકાળી ગોરાણી તરફની લાલચની લાલાશનો પણ લય થઈ ગયો નહીં ત્યાં સુધી ગામડાંમાં ગોથાં ખાતો રહ્યો, અને ત્યાં ભૂલમાં પણ ગોરાણીના ઘર તરફ દ્રષ્ટી ફરતી તો વૃત્તિનો દંડ લઈ મુકતો. જુઓ મરજીમાં આવે તેમ વરતિ શકનાર માલીકો પણ આવા વૃત્તધારી વીર વૃક્ષરૂપે હોયછે ત્યારે અંદર આદમીઓએ તો આબરૂની ખરાબીથી ખસ્તા કેમ ન રહેવું જોઇએ ?



## સતાવારની સતાનો સદ્ ઉપયોગ.

તખ્તધારી નીસોકલીસશાહ હમેશ જ્યારે ખુશ મીજાજમાં હોય ત્યારે પોતાની મગરૂરી જાહેર કરતો કે મેં મારી જીંદગીમાં મારી પરણેતર પાટરાણી શીવાય અવર સ્ત્રી સામું જોવાની કે તેને ઓળખવાની પણ હામ બીડી નથી. આ એક પત્નિવ્રત પ્યારૂં ગણનાર રાજેંદ્ર જેમ પોતે વર્ત્તતો તેમજ પોતાની પ્રજા પાસ પણ વરતાવવા પોતાના રાજ્યના દરેક કાયદાની પેહેલી કલમતો પોતાની પ્યારી સાથ પવીત્ર પ્રેમ રાખવા વીશેની દાખલ કરાવી હતી; વળી તે પારકાઓને પોતાની મરજી અનુસાર મતાધારી કરવાને વખતો વખત કહેતો કે 'માણસો બીજા કબાલા તોડવામાં મોટો અપરાધ ગણેછે અને દીવાની ફોજદારીમાં ફરેછે ત્યારે લગ્ન બંધન જે ઈશ્વરી કબાલોછે અને તેથીજ જે પૂર્ણ પવીત્ર કબાલો છે તેના સંબંધમાં માણસો ઢીલી દોરી મૂકે એ

કેવી શરમની વાત ! એમાં કેટલું કુડું !! કેટલી કૃતઘ્નતા !

---

## બોધ પત્રિકા.

આ દુનીયાને કોઈક દુઃખ દરીઆ કહેછે ને કોઈ સુખસાગર કહેછે; કોઈક અમૃતરસથી ઉભરાતા જામરૂપે જાણેછે અને કોઈ હળાહળથી ભરેલા વિષયપ્યાલા પેઠે ધારેછે, પરંતુ હું તેમજ મારા મતાનુસારી કેટલાએકતો આ કુદરતના કીમીયાને ગુલાબ વૃક્ષરૂપે એટલે સુખના સર તથા દુઃખના દર રૂપે લેખીએ છેયે; કેમકે ગુલાબવૃક્ષ જેમ મંજુલ કાંટાઓથી આચ્છાદન કરેલું હોયછે ને જેનો સ્પર્શ કરતાં જેમ દીલ દુખાયા વગર રેહેતું નથી, તેમજ જેની અર્ધ ખીલેલી અને અર્ધ મીંચેલી કળીઉ દ્રષ્ટે પડતાં દુઃખી દીલનો દાહ દુર થઈ તેની મોહીની તરફ તે દોરાયા વગર રહેતું નથી, તેની માફક આ દુનીયાદારીની જારી વજારીમાં સુખ દુઃખનો સમાન સંચય છે એમ માનવું મુનાસફ છે, અને તેથીજ કરીને આપણને જે અકળગતવાળાએ આ નવરંગી નાટકમાં ખેલવા ઉત્પન્ન કર્યા છે તેની મરજી અનુસાર આધીન રહી ફરજ અદા કરવી અને કોઈ પણ હરકત હાનીથી નહીં હઠતાં હીમત હાથ રાખી ખેલ ભજવવો. જેના વીશે કવિશ્વરે કહ્યુંછે જે—

**મુંઝાય નહીં તે મોટું (છંદ ચોપાયાની ચાલ.)**

ઘણા વરસના ઘરડા કરતાં પંચ વરસનું પોટું;
રંક દશામાં સદા સીદાતાં, મુંઝાય નહિ તે મોટું. ૧

ઘર સંસાર ગહન સાગરમાં, અગણિત ભરતી ઓટું;
દશા પ્રમાણે સુખ દુઃખ દેખી, મુંઝાય નહીં તે મોટું. ૨
માનવ તનુ માયાનું જાણો, જેવું ફીણ ફસોટું;
વણસી જાતાં વાર ન લાગે, મુંઝાય નહીં તે મોટું. ૩
આંખે જોતાં રૂડુ અન્યનું, કદી ન મરડે હોઠું;
દયા ધરી પર દુઃખડાં હરતાં, મુંઝાય નહીં તે મોટુ. ૪
રીઝે પર ને રોજ પરીસી, કરમાં લઈ કથરોટુ;
પગે ચાલી પરમારથ કરતાં, મુંઝાય નહીં તે મોટું. ૫
પામીને અધીકાર અનોપમ, જુલ્મી ન કરે ઝોટું;
સાફ દિલે ઈનસાફી રેહેતાં, મુંઝાય નહીં તે મોટું
નિજ કુટુંબ નીરવાહ નિમિત્ત, દુઃખ સુખ સહી દે દોટું
વિરહે દેશ વિદેશ વિચરતાં, મુંઝાય નહીં તે મોટું. ૭



## દ્રઢપણાંની દિલાવરી.

આ તરતાયુગના ત્રીભોવનપતિને રેહેવાનાં સ્થળ અને તેથીજ સારી સ્રષ્ટીમાં શ્રેષ્ટ પદે પોંહોચાડેલ યુરોપખંડની એક લાકડી તથા તેનાં તન, મન તથા ધન બળમાં ધણીપણું ધરાવતાં રાજ્યના પ્રધાન પ્રીન્સ બીસ્માર્કના પક્કા ઠરાવના એક બે નમુના વાંચવા તથા સાંભળવાથી આપણા દીલમાં બેશક એક નવો જુસ્સો ઉપજ્યા વીના નહીં રેહે તેથી જણાવુંછું જે—

મોટા ખંડનો મહારથી વીર પ્રીન્સ બીસ્માર્ક જ્યારે પોતાની મદમાતી યુવાવસ્થામાં મસ્ત હતો ત્યારે એક અમુક

દીવસે પોતાને નાચમાં જવાનું હોવાથી, થોડા દીવસ પેહેલાં પોતાના બુટ સીવી તૈયાર કરવા મોચીને વરધી આપી હતી, પરંતુ નાચમાં નૌજોબનીઓના જુથ્થમાં ખેલવાને આગલે દીવસ મોચીએ વાયદા વીતે બુટ બનશે એમ વીદીત કરતાં હાલના હાકેમ સાહેબનો પીતો રાતો પીળો થઈ ગયો. લાંબા વખતની સૂચના ઉપર દરકાર નહિ રાખીને ખરે વખતે ખુલું કેતાં તેનીજ પાસે બૂટ તૈયાર કરાવવાના દ્દઢ નીશ્ચયથી તુરત બે જંગલી જોરાવર કુતા લઈ મોચીની દુકાનપર દોડી આવ્યો અને ચેતવણી આપી કે જો બૂટ નહીં બનાવી દે તો, આ ડાઘા તને ડાઢ પેહેરાવશે. આ ધમકી સાથ વળી ચોકી સારૂ સાથેનો સોબતી એક સોંપી ગયો. મોચીએ સાચો રંગ જોતાં પોતાનું કામ પડતું મુકી તેજ દીવસ બૂટ બનાવી આપ્યા, અને એશીઓમાં એકમેક થઈ જવા લાયક બીસ્માર્ક બહાદુરને બનાવ્યા.

ચોવીસમે વરસે રાજ્ય ખટપટમાં સામેલ થવા વીચાર થતાં નોકરીની ઈચ્છા જણાવી જે ઉપરથી એક મોટા અમલદારે વખત આવે જગ્યા આપવા તેને બોલાવ્યો, પરંતુ મોટા સાહેબની મુલાકાત થયા પેહેલાં દોઢેક કલાક રાહ જોવી પડી, પણ અમલદાર સાહેબની ઝાંખી થતાં તેણે પૂછ્યું કે કેમ બીસ્માર્ક, તમારે નોકરી જોઇએ છીએ, કે ? બહાદુર બીસ્માર્ક બોલ્યો 'દોઢ કલાક અવલ આપની મુલાકાત માગતો હતો પણ હાલ બેદરકાર છું " આટલું બોલી ચાલતો થયો.

આવી તરેહની તેની દૃઢ રીતી નીતિથીજ તેણે લાંબો વખત દેશ દીવાન પદ ભોગવ્યું. તો મારા મેહેરબાનો સાહેરી નેમ ટાંકી દૃઢ વીચાર કરી યાહોમ કરી કૂદી પડો. જોઈએ કોણ મદદે નથી આવતું? ને શું ફળ નથી મળતું? સાહસ વગર હાસ ક્યાંછે?



## 'મોટાની મોટાઇ' 'ભલાની ભલાઇ'

પૃથ્વી પાયતખ્ત ફ્રાન્સ નગર (દેશ શેહેર જેવો રળીયામણો છે તેથી 'ફ્રાન્સ નગર' લખ્યું છે) નાચેમબરલેન વકીલે પોતાના અસીલનો એક અગત્યનો દસ્તાવેજ ગુમ કર્યો તેથી તેની ગેરહાજરીમાં અસીલને મુકરદમામાં માથે હાથ દેવા પડયા. અસીલે વકીલને પાંસરો કરવાના વીચારથી પોતાનો કેસ હાર્યામાં હીમાયતીની કસુર ઠરાવી અપીલ કોર્ટમાં અરજ કરી પણ ત્યાંથી પણ કેસનેતો પાણીચું મળ્યું જેથી આખર અસીલ અફસોસ કરી બેસી રહ્યો.

કેટલીક મૂદત વીતે વકીલ સાહેબ જુનાં પોથાં તપાસતા હતા ત્યાં અણધાર્યો પેલો ઉપયોગી દસ્તાવેજ હાથ આવ્યો જે જોઈ પોતાને પૂર્ણ ખાતરી થઈ કે આ દસ્તાવેજ દાખલ હત તો મુકરદમો મૂકાઈ ન જાત પણ હવે તો મોડું થયું હતું તેમ પર અપીલની પણ જગ્યા નહોતી. જેથી પોતાની ભૂલના પોતે ભોગી થવા વીચાર્યું ને પોતાની સઘળી સાહેબી સંપેટી સર્વ દોલત એકઠી કરી અથડાયેલ અસીલને સર્વ સોંપી દીધું ને હીમતથી કહ્યું કે 'દોલતની દરકાર કોણ ફીકર કરેછે, મારી ભૂલથી મારા ભોળા અસીલને થયેલ

નુકશાનનો બદલો વાળી આપવા પ્રભુએ બળવાન કર્યાથી હું બહુજ ખુશી થયોછું" અરે સુધરવા ધારનારાઓ યાદ રાખશો કે 'નેકીનાં નગારાંનો અવાજ આખી આલમમાં અજાયબી ઉપજાવેછે" વાસ્તે નેક બની નીતિના નોકર બનો.

---

# હોંસીની સંતોષિ.

અર્વાચીન વખતમાં ચીન દેશમાં જે એક નિર્ધન કુટુંબ રહેતું હતું, અને જે જમીન ખેડી જેમ તેમ કરી પેટ ભરતું હતું. તે કુટુંબમાં એક છોકરો હતો જેને અભ્યાસપર અધીક પ્રીતિ હતી પરંતુ અવસ્થા બીલકુલ અનુકુળ ન હોતી જેથી દીવસે નિશાળે જવું પોશાતું નહીં અને આખો દીવસ મજુરીમાં મૂંડી નમાવી કામ કરવું પડતું, બાકી સવાર સાંજની સ્કુલનો લાભ લેવાનું બનતું. પાઠ કરવા રાત્રે વાંચવાની પણ તેની ગરીબાઈ ગરજ સારતી નહીં જેથી કમનશીબી સામે કસરત કરવા તે દર રાત્રે એક આગીયો કીડો પકડી લાવનો અને તેને પાતળાં રૂમાં વીંટાળી તે સાથ દરેક અક્ષરને અથડાવી ઉકેલતો ને દરીદ્રતાને દુઃખ ન દેવા દીવાંની દરકારને દુર રાખતો. આવી અતડી મેહેનત કરી તે મહા બુદ્ધીવાન થયો અને આખર જાતાં કુળદીપક બની રાજ્યનો મોટો મંત્રી બન્યો ને દરીદ્રતાને દેશવટો દઈ સંપત્તીને સામૈયું કરી સંપૂર્ણ સંતોષથી તેને પોતાના સદનમાં સહવાસ કરાવ્યો. ખરેખર ખંત આગળ ખરાબી ખતમ થાયછે એમાં તો શક નથી.

## *શુભેચ્છકની સ્તુતી.

હે ભાઇ? કૃપા કરી જરા સત્ પુરૂષની પવીત્ર પ્રસાદી લઈ પ્રાણુને પાવન કર. અરે અણસમજુ બાળક? તૃષ્ણાને તરવારથી દે ને ક્ષમાને ગોદમાં લે. ગર્વને ગદાથી દે ને નરમાસથી નેહ બાંધ, પાપમાં પલીતો દે ને સત્ય સાથે સ્નેહ કર. વિધવાનથી વહાલ રાખ અને મોટાને માન આપ. કીર્ત્તીનું રક્ષણ કર અને કુટીલતાનું ભક્ષણ કર તથા શત્રુને શાંત કર ને સ્નેહીની સેવા કર.

## પરોપકાર પેહેછાન.

પરોપકાર એ અંતઃકરણનું અજવાળું છે. ઘાયલ દીલને રૂઝાવનાર મલમપટો છે, દરિદ્રતાના દરીયામાં ડુબતા દુઃખીને દીલાસો દેનાર નૌકા છે, વીશ્વરૂપ વીંટીમાં વખાણેલું પૂર્ણ પ્રકાશીત પાનું છે. નીરંતર વહા! કરતો પણ બીન અવાજી એક અમૃત રસથી ભરેલો સુખદ ઝરો છે, એકીજ વખતે આસપાસની વસ્તુને વીમળ કરતાં પોતે પણ પવીત્ર બનનાર ખુશનુમાં ફુંવારો છે, દુઃખના ધુમ્મરને દફે કરનાર અરૂણુ કીરણો છે, આલમ અધીરાજની આપેલી અકસીર દવા છે, અને તે પ્રેમ બંધન ચુસ્ત રાખનારી ચાંપ છે.

---

## આગ્રહની અજાયબી.

વારંવાર વિધવાનો તરફથી કેહેવામાં આવેછે કે 'ફરીથી

*મારી વાંચન વર્ગી આલમનો શુભેચ્છક હું, કૃપા કરી વાંચો ને વર્ત્તો કર્ત્તા.

કરો' ખંતીમાં ખપો' 'અડીયલ થઈ અડ્યા રહો' અને ફ- તેહના જામીન અમને કહો' આ તેમનું કહેવું નાપાયદાર નહીં સમજાતા. નાહિંમત નહીં થનારાએ ગયેલ બાજી પા- છી મેળવી છે તેનો એક અચ્છો અખતરો આપુછું. સ્કાટ લાંડનો સ્વદેશ શંકટ ભક્ષક બહાદુર બ્રૂસે શત્રુ સામે યુદ્ધ કરતાં બાર વખત શીકસ્ત ખાધી હતી, છેલી શીકસ્ત ખાધા પછે એક વખત તે એક ખળાંમાં પરાળ ઉપર બેઠો હતો જ્યાં એક કરોળીયો ખળાંવાડનાં છાપરાંપર ચઢતો હતો તેના પર તેની દ્રષ્ટી દોડી. આ કરોળીયો અર્ધ ભીંતપર ચડતો કે પાછો લપસી પડતો આવી રીતે બાર વખત ચડ્યો ને બાર વખત પડ્યો આખર હીમતી કરોળીયે તેરમી વખત પોતાની ધારણા પાર ઉતારી. આ બનાવ જોઈ બહાદુર બ્રૂસ બેહદ ઉશકેરાઈ ગયો. તેનું ઠંડુ પડેલ લોહી ઉકળી આવ્યું ને તેરમી વખત સાથીને સાથે લઈ શત્રુ સામે આથડવા તે આગળ વધ્યો ને આગ્રહ રાખી અડ્યા રેહેતાં આખર જીત મેળવી.!!

સારાં કામમાં બારાં નહીં મુકનાર બેશક પેશ પોંચેછે.



# મોટાઇની ખોટાઇ ને સચ્ચાઇની કચ્ચાઇ.

હાલની કોકરખરાસી કેળવણીની રેહેણી કરણીના કાયદાનાં કરમીપણાથી કરમીપણું વાયદા કરતું લાગેછે એ તો સ્વતઃ સીદ્ધ છે, કેમકે આવા ડાહ્યામાં દોરાનારની દેવડીમાં મેવા- પી મોઢે થતાં પધારોના પોકાર થાયછે પણ પેટની પાળી પરોણાને પૂરો કરવા પછડાયા કરેછે; ખોદાઈ ગયેલ જ્યાં

ખરખરો કરવા જતાં જાણે ખુદનું નાબુદ થયું હોય નહીં એમ નીસાસા નાંખેછે પણ ખરેખર તો ખશી ગયેલની ખરાબીથી ખુશાલીનાં ખદબદીયાં પડતાં હોયછે; સનમુખ થનારની સાથે સ્નેહ સુરમાનું અંજન કરી સુખાકારીના સમાચાર પૂછેછે પણ અંતઃકરણમાં તો આવનારને એજ ઘડી અજગર ઓગાળી જાય એમ ઇચ્છેછે; અને મીઝબાનને માન આપતાં મોઢાના મલાવામાં મણા રાખતા નથી પણ ઘેર આવેલનો ઘાટ ઘડવાની ધમસાણ કરનારાની ગોઠવણમાં ગદગદીત થઈ ગુસ્સેછે. આજના આગેવાનોની આવી અવળચંડી રીતભાતના રાજ્યમાં જ્યાં બેદીલી બાદશાહી ભોગવેછે અને સ્વાર્થ સરદારી ભોગવેછે ત્યાં સત્યનું સત્યાનાશ હોય અને નેકીનું નખોદ હોય તેમાં શું નવાઈ?



# પવિત્ર પ્રેમની પાયદારી.

શું ગરથનો ગંજ ગાઢ ગોઠાઈમાં ગોબો પાડી શકે છે? કે શું હીરાના હાર હૈયાના હેતની હસ્તીને હઠાવી શકે છે? શું માણેકની માળા મને માનેલાનું માન મંદ પાડી મંડાવી શકેછે? કે શું ઝવેરનો ઝુમખો જાનીનાં જીગરપણાંને જેબ દઈ શકેછે? શું પાનાની પીરાઈ પોતાના તરફની પ્યાસનો ક્યાસ કમતી કરી શકેછે, કે શું લીલમનું નીરમ નિઃસ્વાર્થી નેહનું નખોદ વાળી શકેછે! કે શું કનકના કાપળા અને સુવર્ણના સેરવા સાચા સ્નેહની સરસાઈને સુરત

પાડી શકેછે અને શું ચાંદીનાં ચોસલાં ને રૂપાના પોઠીઆ ચિત્તમાં ચોટેલા તરફ ખોટેલા થવામાં થર રહી શકેછે?

---

## સંસારીને સુચના.

### દોહરા.

પૂર્વ પૂન્યથી પામીયો, ઊંચ મનુષ્ય અવતાર;
ભજ્યા ન જો ભગવંતને, ધર્યો જન્મ ધિક્કાર. ૧
પાંચ લોકના પ્રેમથી, પામ્યો ન કદી પ્યાર;
સંભારે નવ સૃષ્ટિ જો, ધર્યો જન્મ ધિક્કાર. ૨
આવે પરિજન આંગણે, શુભ તેનો સત્તકાર;
કદર કરી કીધો નહીં, ધર્યો જન્મ ધિક્કાર. ૩
લક્ષ્મીની લાલચવડે, સુતાનીજ સકુમાર;
દે ડોસાને તજી દયા, ધર્યો જન્મ ધિક્કાર. ૪
પ્રમદાને પોષે નહીં, ભલો બની ભરથાર;
રડે નારી જો રોદડાં, ધર્યો જન્મ ધિક્કાર. ૫

## સાત પગથીની સદગુણ સીડી.

૧ દોલત મેળવવાના મંદીરનો દરવાજો, કામેલિયતની કુંચી, ડહાપણની દીકરી, મિત્રાઇનું માવતર, સ્વતંત્રતાનો શુભેચ્છક, ઉચ્ચાટનો અરી, અને આસ્તાનો નાસ્તો, એ 'વાજબી કરકસર' છે.

૨ કપડાંમાં કાણું હોય તેની દરકાર ન રાખવી પણ ચાલમાં કાણું ન પડવા દેવા હમેશ હુશીયાર રેહેવું, કેમકે ચાલમાં કાણું એ નાણાવટીનું નાણું, નશીબદારનું ટાણું,

ખુદારથીનું ખાણું, અને ભૂખ્યાનું ભાણું, ભાયમાં ભંડારીદેછે

૩ જીંદગીરૂપી જુદ્ધમાં જબર કેહેવરાવવાના જીગ્નાસુએ શત્રુ સામું સામે પગલું થવું કેમકે હરકત ત્યાં બરકત, મુશ્કેલી ત્યાં મીઠાશ અને શંકટ ત્યાં સંતોષ સ્વૌતમ સાંપડે છે. બાકી પોચ્યાને પીડા, માઠાને મેહેનત, અને અધીરાને અડચણ, એકદમ અચકાવે છે, ઓકાવેછે, ને આખર અફાળે છે.

૪ ડુંગરે ચડતાં ઊંચું અને પૈસે ચડતાં નીચું, સાહસ કરતાં સામું, અને હાસ કરતાં પાછું, અને અભ્યાસ કરતાં આગળ અને પૂરા કેહેવરાવતાં પાછળ જોવું.

૫ મનના સંતોષની શાંતી, દીલના દુઃખાવાની દુરસ્તી, પેટનાં પાપની કાપ, હૈયાની હાયની હામી, કાળજાંના કીનાનો મીણો અને રઘયના રોશની રાહત આપનાર, ઉપજાવનાર તરફની અડગ આસ્થા શીવાય અવર કંઈ નથી.

૬ કાગળના કટકાપર ટપકેલો અવીચારી એકજ અક્ષર આબરૂને ફ઼ંચી વાળેછે, મૂર્ખાઇને મોહરે લાવેછે, ડહાપણને ડૌળી નાંખેછે અને ખરાબીને ખોળી કાઢેછે.

૭ ભવિષ્યકાળનો કાબેલ ઉસતાદ ભૂતકાળ છે; ચઢતીની ચાંપ પડતી છે અને તન્દુરસ્તીનું તોલન કરાવનાર ભોગવેલી મંદગી છે.

—❧—

## વિચારનો વા દરવાજો.—( વાબારી નહીં.)

હાલના ઝરમર સાઈ જમાનામાં હાલતાં ચાલતાં હજારોને હીસાબે બોલતાં બાવલાં કહેછે જે, "ભાઈ રામરાજનાં તો

હવે સ્વપનાના પણ સાંસા.” આ વાત સત્યછે ખરી પરંતુ રામરાજના રંગપર રાજ્યનીતિ ચલાવનારા આપણા અંગ્રેજ મેહેરબાનોની જાતની તન, મન, ને ધન શક્તિ વીશે તો આપણે પણ બેશક તેઓની પૂર્ણતા ભરેલી તારીફી કરવી જોઇએ, કેમકે તેમણે પોતા ઉપરાંત આપણ પારકાની પણ તનદુરસ્તી તેજ રાખવા વીવીધ રીતે વૈદક વીદ્યાનો વધારો કરવામાં વીત્તનાં વશીકરણ સામું પણ જોયું નથી, તથા આપણા મુંઢપંથીઓની મનશક્તિ મગજ મોહીનીની સરહદ સુધારવા તથા વધારવા વાસ્તે વડાવડા વીરમર્દોએ નીઃસ્વાર્થિપણે સર્વ સ્વધામ પોંચાડી દીધુંછે; એટલુંજ નહીં પરંતુ આપણા અલબેલા અંગ્રેજોએતો ભાગી ગએલ ભારતભૂમીને ભદ્રભાગી કરવા પણ સેંકડો ગમે સાધનો સીદ્ધાં કરી આપ્યાં છે. આ સર્વ આપણા રાજ્યકર્ત્તાછે તેથીજ આપણા તરફની ફરજ અદા કરેછે એમ નથી પરંતુ પૃથ્વી પટપર જ્યાં નઝર પોંહોચે ત્યાં નમેરીનું નખોદ કાઢવા તથા દયાનો દંડ નાંખવા સર્વસ્થળે ન્યાય રૂપ નૌતમ કળીની કાંન્તી બતાવવામાં તથા દયારૂપ દેવતાઈ દાગીનાની દ્દષ્ટી ગોચરથી પેહેછાન પડાવવામાં પાછી પાની નહીં કરતાં પગભર વધ્યા જાયછે. તેઓએ દેશદેશની પ્રજા વચ્ચેનો દ્વેશ દુર કરાવ્યો છે, તેઓએ જુદીજુદી જાતીવાળા વચ્ચે ચાલતી ઝટાપટી ઝેર કરીછે, અને તેઓએ તો કરોડોને લેખે દામદફન કરી, તથા સેંકડો ગમે સોનૈયાનું સત્યાનાશ વાળી પાર વગરના પોતાના પૈસાને પારકા કરી સ્વતંત્રતાની સતાને શેઢ ખવરાવતી બંધીની બેડી કટાવી નાંખી

છે. ખરેખર ગુલામોનો ગાંડો રીવાજ જડમુળથી ઉખેડી કાઢવાના માનની કસ્તુરીની માળા મારી રૂપાળા દીસનાર ભડભાગી બુરીયા તરફ ભગવતનો ભારી ભાવછે. શું સર્વેશ્વરાને ઘેરથી સ્વતંત્ર પણ દુનીયાના દાનવોના દાસ થઈ રેહેલાઓને—અરે અજગરોને આધીન થઈ રેહેલાઓને ફેર સ્વતંત્રતા અપાવી એ શું ઓછાં અભીમાનનું કામછે? ધણીપણું ધરાવનારાને ધડધડાવી પાડવામાં મુલકના મહારાજાને પણ શું થોડું મથન કરવું પડયું હશે? અલબત આકૃત્ય વાસ્તે તો કીરતાર પાસ કલગીવાળાની જેટલી કીર્તીનું કીર્તન કરીયે તેટલું કમીછે. મનુષ્યવર્ગ તરફના આ વહાલ વાસ્તે તો ટોપીવાળાની તેજી વધારવા ત્રીભોવનપતિ પાસ જેટલા તાલ દઇએ તેટલા ટુટતા છે. આપણી શાણી સરકારે સઘળું કર્યુંછે, પણ તેણે 'ભણે તે ભૂલે' 'ચડે તે પડે' 'જીતે તે હારે' આ કેહેવતને કોરે નથી મુકી દીધાં. અરે આટલેથી નહીં સરતાં તેણે તો "ભણે તેનું ભોપાળું" જ્ઞાનીનું ગોબારૂં અને વીચારની વાબારી નહીં પણ વીચારનો વા દરવાજો પોતામાં દાખલ કર્યો લાગેછે.

શું શાણાઓ સઘળું કરી પરવાર્યા! નાના! અરે કર્યું તો ખરૂં પણ ભગાના જેવું. તેઓએ સાવજની સાચવણ ખાતર શુભોસ્યામ શંકટ સહન કર્યા પણ કપાઈ મરતાં વાઘના વાત્રની વીકટ વેદનાનોતો વીચાર પણ ન કર્યો; તેઓએ બાંકેબેલાં દીધાં પણ ભગદળનું તો ભાન પણ ન રાખ્યું? તેઓએ રખડતા રઝળતા સીધીલોકની ગુલામગીરી નિર્મુળ કરી પણ શાહુકારોની સાંકળને તો સતેજ બનાવી!

મોટાનું ખોટું કંઈ જેવું તેવું છોટું ન હોય. બેશક સીધી લોકની સ્વતંત્રતા બક્ષવામાં તેમની બલીહારી છે, પણ આજ સુધી ધોમધોકાર ચાલતા સ્વતંત્રતાના સટાની શોધ કેમ નહીં કરી હોય? મોટામોટા મંહત લોકો, મોટા મોટા મઠધારીયો તથા નાના મોટા સર્વ જોગી, બાવા વગેરેમાં ચેલા રાખવાનો જે રોજંદો રીવાજ છે તેની રીતભાત તરફ આપણી શાણી સુધરેલી સરકારનું ધ્યાન કેમ ખેંચાયું નહીં હોય? લાખોના ખાવીંદ તથા કરોડોના કામદાર મહંત મઠધારી વગેરે બાવા, ગુસાંઈ લોકમાં જે ચેલા રાખવાનો ચાલછે તેમાં ઘણેખરે ઠેકાણે, સઘળે નહીં પણ ઘણે ઠેકાણે, ઉપરનું આછું અને ભીતરનુ બોપાળું મોટું છે. દુનીયાતો એમજ સમજે છે જે ભાઈ ફલાણા કરોડપતી મહંતને ત્યાં ફલાણો છોકરો ચેલો નીમાણો એતો ખરેખર તે છોકરાના પૂર્વના પુન્યપ્રતાપની પારખ પાધરી થઈ, તે રખડતું બાળક, તે લાચાર માબાપનું ફરઝંદ હવે ફસાટાને ફેર ફરી ફતેહની ફતેહમારીમાં ફેરા મારશે, વગેરે ઘણીઘણી રીતે આસપાસના આનંદ માનેછે, પરંતુ અંદરની અટારીની કટારી કોના કબ્જામાં આવે?

અરે આ સુખ તો દેખવામાં દુરસ્ત પણ ચાખવામાં કુરસછે, કેમકે જેમ ગાદીપતી મહંત મોટા તેમ મુંડકાના દસવીશ જોટા જવાદે. સંસારીમાં એક, બે, ને ત્રણ પેઢી વડીલે જોઈતો વાહવાહ થાયછે, પણ મઠધારી મહંતોમાં તો પાંચ પેઢી તો પલકમાં, સાત સપાટે, અને દસતો ડાટ જોવામાં આવેછે. વાહ કેવા બડભાગી ચેલાઓ! ક

તેઓની રક્ષા કરવાવાળા, તેમને દીલાસો દેવાવાળા, તેમની બાંહેધરી પકડનારા ગુરૂ પીતા એક નહીં પણ અનેકની હયાતી હમેશ હાજરજ રેહેછે. શું તેઓનાં તગદીરની તોલેવરી? શું તેઓનાં કરમનો કરમીવટો!! શીરછત્રોનાં સુખના સંસારીમાં સાંસાપણ મોટેરાની મજાના ગાંઠડા તો ગુસાંઈઉમાં મનમાનતા માલમ પડેછે, પોતાનાથી પરા કરેલા પારકાને પનારે પડનાર ઉપર શું આ થોડી પ્રભુ કૃપા!!! સારૂં, પણ અંદરના ધપ્પાનું ધ્યાન કોણ રાખે. ખરેખર દુનીયાના દેખવામાં અચ્છું છે પરંતુ ભોગવવામાં બહુ ભુંડુંછે. વડીલ પદપર વીરાજતા ગુરૂઓ ચેલાને ચમાર ઘેર આવેલા કુતાની માફક ચુંથેછે, વેચાણ લીધેલાનું છાણછુંદેછે, ગરથ આપી ગુલામ કરેલાને ગુંદે છે; અરે અનાથપર હરઘડી આરોપ, અરે બીચારાપર બોલતાં બોલતાંમાં બહાનાં મુકી લાચારને લતેથી લોથ કરેછે; જે છોરૂંને છીંક ખવરાવનાર સામી છાતી ઠોકવી જોઇએ, જે બચ્ચાં તરફ બુરી નજર માંડનારનું મોત મુકરર કરવા મસ્તાન થવું જોઇએ, અરે જે ફરઝંદને ડમકાવનારનું ડોખું રંગીદેવા રંગમાં આવવું જોઇએ. અરેતેજ છોરૂનું છાવટ કરવામાં,તેજ બચ્ચાંને બાતલ કરવામાં, અરે તેજ ફરઝંદને ફના કરવામાં મોહરે રેહેનાર તો ગુરૂઓ પોતેજ હોયછે! પણ જ્યારે આમછે ત્યારે તો સંસારના નીયમ મુજબ આવાં અકથ્ય સંકટ સહન કર્યા પછી એવાંજ ઉમદા સુખનો સરપાવ મળતો હશે ખરો? નારે ના આ નીયમ તો સીધે રસ્તે જનાર સંસારી સંતને

સોંપાણો છે, બાકી મહંતમાં તો આ કાયદાનો તંતજ જોવામાં આવેછે. આવી રીતે અસહ્ય સંકટ સહન કરનાર ચેલાને હાસ કરી બેસવાનો તથા હજુર બોલાવવાનો વખત આવ્યા પેહેલાંજ પારાવાર પીડામાં પીલાતા પારકા પુત્રોમાંના કેટલાક તો જગતપીતા પાસ પોંચી જાયછે, ને ગાદીપતિ બનવાની ઉમેદને અધવચથી અફાળી નાંખેછે, અને કદી કોઈ કઠણ માટીનો વીરકૂર કાળજાંવાળા વડીલો વૃતિ અનુસાર વર્ત્તતાં કપાઈ જાતાં ટકેછે તોપણ તેને ટકાનો હાકેમ બનવા તથા ગાદીનો પતિ બનવાના વખતની વાટ જોતાં કાળાંનાં ધોળાં કરવાં પડેછે. અને જે લાવ ગરમ લોહી વખતે લેવાનો છે તે લાવને લડાવતાં આધી કરેલી આધીને આવકાર આપવો પડેછે, અને અળગી કરેલી ઉપાધીથી એકો કરવો પડેછે.

લાખોના રાખોની તથા કરોડોના કામદારની કીર્તીનું કાણું કોરાણે લાવવા કેહેવાનું તો ઘણુંછે પરંતુ મોટા કેહેવાતાના માન ખાતર આલમની ઊંઘ ઉડાડવા એક ઈશારો બતી છે.



## શૂરા વાસ્તે શોસ.

### સવૈયા એકત્રીશા

કેસરિયાં કપડાં કરિ કૂદે, સાહિ અને કરમાં શમશેર;
મચે મરણિયા થઇને રણમાં, કરે આંખ કાટીથી ફેર.

માન તજી રણભૂમિ ગજાવે, જાણે તનમાં વળગ્યું ભૂત;
અરે ! ગયા કયાં આર્યભૂમિના, રણધીરા એવા રજપૂત. ૧
કયાંહાં કરણને ભીમભગીરથ, કયાંહાં ભીષ્મપીતા ભડવીર;
કયાંહાં રામબલરામ શૂરશિખર, કયાં કૌરવ પાંડવ રણધીર.
તે તકમાં ક્યાં જતા રહ્યાને, છતા રહ્યા છતમાં તાબૂત;
અરે! ગયા કયાં આર્યભૂમીના, રણધીરા એવા રજપૂત. ૧
પૃથીરાજ ચહુવાણ કયહાં છે, કયહાં ભુવડ જયશિખરી જોધ;
કયહાં શૂર સુરપાળ અને, વનરાજ આજ દેવાને બોધ.
આપ પ્રતાપ[1] ગયો અડિયલ કયાં, પરાક્રમી જનનીનો પૂત.
અરે ! ગયા કયાં આર્યભૂમિના, રણધીરા એવા રજપૂત. ૩
પાછિ પૂંઠથી કદી ન ફરતા, ધરતા ધીંગી કરમાં ઢાલ;
પ્રૌઢ આજ પણ ગવાય પરતા, મરતાં લગી ન મૂકે ખ્યાલ.
મીઠી નજરે મોહ પમાડે, માઠી નજરે ધૂટે મૂત;
અરે ! ગયો કયાં આર્ય ભૂમીના, રણધીરા એવા રજપૂત. ૪

અરે મારાં ભૂતકાળનાં ભારત ભૂમીનાં ભૂષણો, આવડું મોટું અનિવાર્ય નારાજ થવાનું શું કારણ નડયું કે સંતતિને સ્વભાગનો શેષ વારસો પણ નહીં સોંપતાં એકદમ સુરપૂરને સુકાવી જઈ દેવતાઈ દેશને દુષણ રૂપ કર્યો ? શું કોઈ સેતાનીની મસ્તાની ને મેહેમાની દેવાને તમો પણ શુરવર્ગમાં જનમ્યાથી *શૂરસામતોને સ્વર્ગમાં સાંપડતાં સંકટનો કંટક કાઢી નાંખવા સહાયે સધાવ્યાછો કે શું ? તમે સ્વર્ગ ભૂમીની સરસાઈથી હરસાઈ જઈ હમેશને વાસ્તે ત્યાં વાસ કરી દીધો

૧ પ્રતાપસિંહ. * દેવતા.

લાગેછે પણ પંડનું પુરૂં કરતાં ખંડનો દંડ થાયછે તેનો ખ્યાલ કર્યો લાગતો નથી. અમે વાંકડા વગર રાંકડા, અને ફાંકડા વગર માંકડા બની ગયાછિયે? અમે ભયંકર ભવાંવાળા વગર અને ટટાર રૂવાંવાળા વગર ઉત્રાં ઉવાં ઉચ્ચરનારાઓને તોલે આવી ગયા છિયેં. અરે રક્ત નેનવાળા, તમારા વગર અમે અમારૂં ખેમખોઈ બેઠાછિયે, તો જેમ તેમ કરી કંઈક રેહેમ કરો તો સારૂં. અરે કલગીધારી કેશરીયાં કપડાંવાળાનાં દુખડાં લેવાનાં ભારતભૂમીનાં ભૂખડાંને ભાંગો તો ભલાઈ; કેમકે મતવાળા રૂપી મલાઈ વગર આ વીરભૂમીની કલાઈ ઉખડી ગઈ છે તો ગમે તેમ કરી હલાકીને તલાકી દેવા હીંદીઓનો હાજરા હજુર જરૂર જુગ્તિ કરશે એમ આશા રાખનારાનો પાસો પાંસરો પાડવા પ્રભુપર પરશી કરો.



## પેટની પનોતી.

છપ્પો.

પેટ એંટ અરધી કરે, પેટ ભેટ ખુંબાટ;
પેટ મેટ મનકું કરે, પેટ સાપ છુંછાટ.
પેટ એઠ ઉત્તમ કરે, લેટ લેટ લળખાય;
પેટ તાપ રવી દસગણો, પેટ ભેઠં છોડાય.
પેટ ઠેઠ કયાં પોચીયું, મળ્યું અભય વરદાય;
પતલત ઝટ ઝપટી દીયે, શું પુરં પૂન્ય ઉપાય. ૧

પાતાળના પટેલ પેટની ભેટ કરવાનું પ્રભુએ શું પ્રયોજન જોયું હશે! આ મુછાળાને મુંઝવનાર, રૂછાડાને

રડાવનાર, દાનાને ડરાવનાર, અરે આ અટંકીને અડાવનાર પેટ રૂપી ભંડારનો ભંગાર ભગવતે ક્યાંથી કામમાં લીધો ? સતાધારીની સતાની મતા મનાવવાને તથા પોતાની બોતાનીનો બંધએસતો કરવા બડભાગીએ આ પેટ રૂપી પલીતાનો ખરીતો કયાંથી ખરો ઠરાવ્યો? કીરતારીકીમાયાના ભોમીયા થવા ઇચ્છનારાએ ફક્ત પેટની પરવાઇથી પેહેછાન કરવી એટલે સઘળું સુજી આવશે. આ બશેર અનાજની કોથળીમાં પાર વગરની પોટલીઉ પશા થઈ જાયછે, તોપણ પત લેવા પગભર થયેલની ભુંડાઈ ભાંગતી નથી. કેવી કીરતારની કસોટી? ક્યાં નહોતી બીજી બક્ષીશુ મોટી? અરે તારે ઘેર કોઈ વાતની નથી ટોટી કે આવી ખાણ ખોળી કાઢી ખોટી. જેની પેટે રાખી પત, તેણેજ જાણી ગોવંન્દ ગત, એ કેહેવું સઘળું સતછે. બેશક માયા મંત્રના જંત્રમાં જોડાઈ રેહેવા એક નહીં પણ અટારે આલમીઉમાં, અને ચોરાશી લક્ષ્મ જન્મીમાં જડએસલાક જેર બંધ રૂપ પાતાળ ટુટેલ પેટના પટાની ભેટમાં પ્રભુએ પૂરૂં પ્રાક્રમ વાપર્યું લાગેછે.

ખરેખર જેણે હોજરીની પૂરી હામ, તેથીજ સાચા સાળંગરામ, અને તેનીજ લાજ આબરૂ દામછે સમજવી, બાકી બીજે તો બોળ્યાં બાપુ નામ એમ કેહેવામાં શું છે ન કામ? આ ઘાટઘુટ વગરની ગોળીએ ઢોંગાને ડોળી, ઝોંધાને ઝોળી, પંજાને પોળી, અને મદોનમસ્તની મોળી બનાવી દીધીછે. જે નજરે દીઠું ન ગમે તેને ગાંગલા થઈ ગળે ઘાલવું અને જે કાને સાંભળવું પણ રૂચે નહીં તેમાંજ રોજ

રોજ મોજથી મોહોતું, અરે જે ઝાહેર જુઠું હોય તેની પણ વખાણની પડઘમ વગાડતાં હોઠું પણ મરડવું નહીં; આહા? આવી સબળ સતાવાળી હોજરી, તારે આ હાકમીનું હાથ ધરેણું હાથ કરવામાં કઈ કઈ કવાજોથી કોટી કરવી પડી હતી ભલા ? શાંતીને સતાવવા, બદીને બતાવવા, પૂણ્યાઇનું પતાવવા અને મોજને મપાવવા, અરે તળાં તુટેલ તુંબડી, તારો ક્યાંઈ પણ સમાસ ન થયો કે સતાધારી સ્વર્ગ વાસીને છોડી, છાવટ ગયેલાનું છાવટ કરવા આ છછુંદરીયા મુલકમાં મુખત્યાર બની? પણ તેમાં શું શોભા, થોભાળાને ઓભાવાળામાં મોભા પડે તેમાંજ શોભા, આ રાંકડામાં માંકડા થવામાં શું સરસાઈ? હવે તો પીરાઇને પરી કરી પાય લાગનારને પજવવા તથા પીંજવામાં નરસાઇ માની તોલદારમાં તોલ વધારવા તરસાઈ રાખ; કેમકે કમજોર કોંટાઇની એંટીને રેંટીએ ચડાવવામાં શું મકલાવું? અરે ગજ ગુમાન ભંજન ગબારા, અમે તો તને પુજશું અને તને જોઇ ધ્રુજશું, પણ સુજસુંછે ત્યાં સુધીમાં આંખથી સધાવતો સો સો વાર સાષ્ટાંગ. અરે પેટ તું પૂરામાં પધારને પૂણ્યાઇ વધાર, બાકી આ વનચરીયા વાંકડાના અલ્પ વારના આંકડાના માંકડા મરડાવ નહીં તો સારૂં. હજારની હામીલે પણ આ નકામીનો નોરકર. તને નવ નવવાર નામી કેહેનારની સામી મેહેર કરી નામીચાના નામીને નમાવવા કોઈ નવલાં મુકામે મુકામ કરતો મેહેરબાની: બાકી છેવટ આટલાં કરગરણાં કરતાં છતાં દાની થઈ માની બની જ્ઞાનીનું ગુમાન નહીં લેતો ઇમાનીની અભીમાનીને આજથીજ છેલી સલામી. અરે

જગદીશ્વરા, જો આ પેટ રૂપી પંપજાળની જંજીરે જોર કર્યો નહોત તો હરામીને હાજી, પાજીને કાજી, દગાબાજીપર રાજીને લુચ્ચાથી લાજી ન રહેત, પણ શું કરીયે કે આપણુ સેવા પેદા કરેલ પેટ ભેટથી તો અમારે પાંગળાને પગાળા, આંધળાને આંખળા અને ગાંગલાને જાંગલા કેહેવા, કાયરને સાયર દેવા, તથા ઠગપર ખગ થવા વગર ચાલતું નથી. અરે પ્રભુ, આ પેટની પરવામાં મરવા પેદા કર્યા નહોત તો અમે હમેશ નરવા રહેત અને આ સરવા? તારા ફરમાનથી કોઈ દીવસ ફરવા વીચારત નહીં.

## કવીત.

કેશ દીયે શીર શોખકે કારન, નેન દીયે જગ જોવનકું;
કાન દીયે હરી ગીત સુનાવન, નાક દીયે કચ્છુ બાસનકું;
હાથ દીયે કચ્છુ દાનકે કારન, પાંઉ દીયે પ્રતી ફેરનકું;
કવી ગંગ કહે સુનશાહ અકબર, પેટ દીયો પત ખોવનકું.૧

---

## દંપતિ દીલદારી.

'સ્વર્ગીય સુખ'—આ શોભાળા શબ્દોનો સરપાવ ભલા કયા સદ્‌ભાગીને સોંપડ્યો હશે? આવાં અનુપમ સુખનો સાહેબો કોને સાહેબે બનાવ્યો હશે? અરે! 'સ્વર્ગીય સુખ-નો' લાખેણો લહાવ લેવા કોણ બુલંદ ભાગીના ભાલમાં વીધીએ વિદીત કર્યું હશે? આ સઘળા સવાલોના જવાબમાં સામગ્રી સૂચના મળે છે જે ઇશ્વરી ફરમાનથી એકમેક ફરમુ-

લાગેલાં સ્ત્રી પુરૂષનો અરસપરસનો પૂર્ણ પ્રેમ તેનુંજ નામ સ્વર્ગીય સુખ' અને ત્યાંજ નાબુદ દુ:ખ. કેમકે જેમ કોઈ મોટા મહાસાગરમાં તો શું પણ નાની ખાડીમાં પણ જ્યારે હલેસી તથા સુકાની વગર કીસ્તિ કમજોર માલમ પડે છે; ત્યારે આ સંસારરૂપી મસ્ત મહાસાગરનાં મહઝબીન સામે મોહોરો માંડવાને મુકરર કરેલાં જહાઝમાં હોંસીલા હલેસી તથા શાણા સુકાની વગર કેટલી કમબખ્તી ! સંસાર સમુદ્રમાં સફર કરવાને સજ થયેલી ફતેહમારીમાં સ્ત્રી રૂપી સદ્દવૃત્ત ધારી સુકાની સાંપડયો હોય અને હરામીને હવામાં હડસેલનાર હૈયું હાથ કરેલ હલેસી હાજર હોય તો પછી ભલે આ ભવસાગરના કાળમુખા મચ્છો મારગ બાંધે કે ભલે પછી પછાડા મારતાં મોજા વખત સાંધે, ગમે તેમ હોય પણ અરસપરસની ગાઢ ગાંઠવાળાં કોઇને પણ ગાંઠતાં નથી. તે સ્વસ્થ પણે પ્રેમની પારખ કરતાં, આનંદનો અનુભવ ભોગવતાં અને જીવનની લીઝત લેતાં દુનીયાદારીના દોહેલા દરીયામાં સોહેલાં થઈ સપાટા મારે છે. જેથી ફરીથી યાદ દઉંછું કે જીંદગીરૂપી રણક્ષેત્રની ઝપાઝપીમાં હેલસો તથા સુકાનીની સામ સામી બુકાની વગર બાજી બરોબર બજતી નથી, કેમકે કાંતો પુરૂષ એક પત્નિવૃત્ત ધારી હોય, ને કાંતો સંસારરૂપ નાટકનાં રત્નપાત્રરૂપ સ્ત્રી પતિવૃત્તા હોય, પણ તેમાં શું મતા? તેમને સ્વર્ગીય સુખ ભોગવવાની સત્તા ધરાવતાં લતા જડે છે. બનેનો પ્રેમ, ને જ્યાં વહાલનો નહીં વેહેમ ત્યાં હેમ ને ખેમની હમેશ રેહેમ હોયછે.

જેમ નેક નૈયનવાળા નાયકથી નાયકાને નાયબી મળેછે તેમજ ગુણીયલ ગુલખેરૂ દીલરૂબીથી દીલદારનુ દુઃખ પાર થાયછે એ સઘળુ સાચું, પણ દંપત્તિની અરસપરસની સંપત્તિ વગર સર્વ કાચું. જેમ ભરથારે ભામનીની ભાળ લેવી સર્જાવારછે તેમજ પ્યારીએ પણ પક્કો પકડેલમાંજ પરવસ થવું દમદારછે, જેમ મુખત્યારની અખત્યારમાં આવેલી એ સુખ દુઃખનો સાથી, આફતમાં ઝયાફત અને હર્ષ હાણમાં ખુદાઈ ખાણછે, તેમજ શોભાગવંતીનો શીર શેખર એ લાડનો લડાવનાર, લેહેજતનો ચખાડનાર, ઉપાધીનો ઉપાડનાર, અને નાદારીનો નશાડનારછે. આવી રીતે તગદીરની તરકટીને ચટપટીએ ચડાવવા તથા ભવિષ્યની ભલાઇની મલાઈ ચાખવાને મુકરર થયેલાં જુગલ જોડાંના જીગરનું જ્યાં જુટ જુથ જામ્યું હોય ત્યાંજ મોગરાના મંડપમાંના ગુલાબના ગલીચા કરતાં વધારે સુવાસથી સુહાસ ઉપજાવનાર ઝરો સદાય સરવર્યા કરેછે, ત્યાંજ પાતાળી પેટવાળાના પેટમાં પૂરાઈ રેહેલ મહામૂલાં મોતીની મજાને કજા લગાવનારો કીમીયો કૈલાસી વીલાસનો વાસ કરાવેછે, અને ત્યાંજ હીરા માણેક રૂપી રત્ન નંગથી હોંચકતી ખીણોનો મીણો ઉતારનાર હર્ષનાદનો ઘોર સ્વર્ગીય સુખની સાબીતી દેવાને શોર મચાવી રહ્યોછે, તો સર્વેશ્વરાનો શુકર માનો કે આવી દંપત્તિ દીલદારીની પાયદારીનાં પ્રમાણને પ્રેમથી પ્રણામ કરવા પ્રભુએ પ્રસંગ આપ્યોછે.

—❧—

# મોંઘી મેરી.

આખાં સૂર્યાવૃત ઉપર સાહેબી ભોગવનાર ઈંગ્લાંડ દેશનાં એક પ્રગણુાંમાં મજુર માબાપને પેટ મોંઘી મેરી નામની એક મનોહરમુખી બાળા સંસારશાળાની ઘટમાળામાં પરવાળાં રૂપે પાર ઉતરવા પેદા થઈ હતી. પરંતુ દૈવયોગે બચપણમાંથીજ આ બીચારીનાં માબાપને મૃત્યુ રાજનું વારંટ આવતાં રાંકડીને રઝળતી મુકી મનના મનોરથ મનમાંજ મુંઝવી જમલોક ગયાં. આ મોંઘી મેરીની મન શક્તિ તથા પ્રભુ ભક્તિ જેમ મોંઘી હતી તેમજ તેની સદગુણ વૃત્તિ પણ કંઈ સોંઘી નહોતી. જેમ તેનાં માબાપને તે મોંઘી હતી તેમજ વીલાયત દેશને પણ તે મોંઘી હતી એટલુંજ નહીં પણ આખા આલમને પણ ઇંદ્રાસન ઓપાવનારી તથા રાજમંદીર શોભાવનારી મેરી તો મોંઘીજ હતી. તેતો જાણે પરમારથની પડઘમ તથા ભલાઈની ભુંગળ બજાવવા અને શાંન્તીની શરણાઈ તથા સદગુણની તુરી ફુંકવા પ્રભુએ તેરૂપસુંદરીને પેદા કરી હોય નહીં તેમ,મેરી એ નમેરીની નફેરી ને, વેરીની બટેરી હતી. આ ગરીબ માબાપની ગોદમાં ઉચ્છરેલી પણ ગુણવંતી મેરી પેટનું પુરૂં કરવા ઘર બારીમાં રખવાળી તરીકે નોકરી કરવા લાગી. આ અનાથ હાલતમાં જોકે તેની કાંન્તી એ કેટલાકની શાંન્તીને સતાવી હતી, પરંતુ મેરીને માનવૃત્તિથી જોનારને ભ્રાંન્તી ખાવા કોઈ વખતે વીચાર આવ્યો નહોતો. આ મોંઘીમેરીના તનમનની મોહીનીમાં લીન થનાર એક કરોડાપતીનો

કુંવારો પૂત્ર યુસ્ટેચ હતો, જે પોતાના તરફ સરખા સ્નેહથી હરખનારનો હાથ મેળવવાની મરજી ન વરજી દેવા સારૂં પોતાની જંધી જાગીરને જતી કરવા તથા માયામાં બતી દેવા સજ થયો હતો; કેમકે મેરીનો મોહક એ માનવંતા મુલ્ક મશહુર માબાપને સોહક હતો, તેઓ પોતે કોટીપ-તીના પુત્રને વાસ્તે કોડી વગરનીનું કન્યાદાન કબુલ કરવાને બીલકુલ રાજી ન હતાં એટલુંજ નહીં, પરંતુ પોતાની અ-મીરાતને આળ ચડાવનાર, પીરાઇનો પતો આણનાર, અને જાહોજલાલીને ઝાંખી પાડનારના પ્રેમથી જો પોતાનો પુત્રપરો ન થાયતો તેને કુલાંગાર કબુલ કરી પોતાનો કેહેવો બંધ કરવો એમ તેઓએં એકીન કર્યું હતું; લેકીન હઠમાં લઠ રેનાર તથા પ્રાણાંતક સુધી પોતાનીને પરી નહીં કરવાનું પણ લે-નાર પુત્રેં તો પવીત્ર પ્રેમની પાયદારીને પસંદ કરી; જેથી આખર શામદામથી સમજાવનારાંને સત્ય શુંછે તે સુઝી આવતાં હાજી હાજી કેહેનારાં માબાપે હૈયાના હારને બાપનો માર તથા હોદાનો ગોદો ગણી પોતાની સનૃદ્ધિથી છલાછલ ભરેલી હવેલીમાંથી હડસેલી કાઢી હવાલી તથા હલાકીને હાથ જવા તડછોડેલા તનુને તલાકી દીધી. મન-હરણી મોંઘીમેરી જોકે પોતાના પ્રેમદને સેંકડો ગમે સોને-માનો ભવિષ્યનો શેઠ ધારી તેના સ્નેહમાં સોંથી થઈન હોતી, તોપણ તેના એકરંગી આશકે પીતાની પ્રતીજ્ઞા વીરૂદ્ધ વર્ત્તતાં વારસાનો હક વછોડાયેલો જોઈ રોઈ નહીં રેહેતાં પોતામાં મોહેલીને મજેદારીમાં મકમ રાખવા ગમે તેવાં દોહેલાં દુઃખ વેઠવા દૃઢ ઠરાવ કર્યો. અમીર પણ

પ્રેમફંદથી ફકીર બનેલો પોતાના જીવતરની જીવનબુટીને લુટાયેલી નહીં રાખવાની ઈચ્છાથી મીત્રોની મેહેરબાની મેળવી મોટે વેપારે ચઢ્યો, પરંતુ દુઃખ પાર થવાની ઉમેદમાં સામટા સટાને લોઢે ચડતાં દુનીયા પાર થયો; તે ખોટમાં ખુચી ગયો, કરજમાં કચરાઈ પડ્યો અને આખર લેણદારો ની લડાઈમાં લથડી પડ્યો, અને વગર ભાડાની કોટડીમાં (કેદખાનું) જઈ વસ્યો. ખરાબીની ખબર થતાં પ્રીતમની પીડા પટકવામાં પતંગીયાની પેઠે પ્રાણનો ઘાણ કાઢવાને ધમસાણ મચાવતી મેરી આંસુએ સાગર ભરવા લાગી અને શીરતાજના સંકટનો કંટક કાઢવામાં કમરકસી કુદી પડી પણ કમકૌવત માલમ પડી; પરંતુ સારા ભાગ્યે તરતમાં મોંધીમેરી આગળ માયા સોંઘી થવા લાગી, કેમકે ચાકરડીની ફરજ બજાવતાં જે કેટલાંક લાખોનાં રાખોને રાખમાં રોળવાઈ જતાં તેણીએ રાખ્યાં હતાં, તેઓએ આ વખતે પોતાના જીવનનું જતન કરનાર ઉપર જરઝેવરનાં ઝાપટાં ઝીંકવા જરૂર જોયું અને જે વખતે મેરીનો મુગટ જેલના દરોગાની દેવડીમાં દીનપણે દીવસ ગુજારતો હતો તે વખતે અકળગતવાળાની ઈચ્છાથી એક લાખ રૂપીઆની મોટી રકમની મેરી માલીક બની અને તે બલીની પળીપીંજનારની ભાવઠ ભટ દઇને ભાંગી ગઈ. હજારોની હામી હાથ આવતાં સુખના સાથમાં સપડાઈ નહીં પડતાં એકદમ મેરી પોતાના મોહોરદારની વેરી વેદનાને વીદારવા તૈયાર થઈ અને ૯૯૦૦૦ નવાણું હજારનાં કારમાં કરજના કટકા કર્યા, અને પોતાના પ્રાણના પ્રાણની બેડી તોડી મન મેલાપીને

મોકળો કર્યો. અરે મારા હીંદ હુશીયારો, આનું નાંમ તે પ્યારને સંસારનો સાર અને સફળ અવતાર. જેમ ચીત્તમાં ચોંટેલીથી ખોટીલા નહીં થવામાં અમીર પુત્ર યુસ્ટેચેમાન મરતબાને બરતરફી આપી અને અશરફીને આધી કરી અસલ ઉપાધી ઉડાવી, પરંતુ પોતાની ફરેલ તરફની પ્રીતી હઠાવી નહીં, તેમજ આડે આવતી અડચણોને લીધે યુસ્ટેચથી બગલગીર થવાની થયેલી ડેરીના વખતમાં ચંદ્રબદની મેરીપર બેજાર થયેલા બીજા કેટલાક પારવગરના પૈસા તથા પદવીમાં પલીતો દેવાને પગભર થયા હતા, પરંતુ સ્વાર્થરૂપી જખુન બંધનથી નહીં જોડાયલી તે જુવતિ પોતાના જાનીની હાનીપર ફાની થવાને પગ પાનીપર તૈયાર થઈ હતી, પરંતુ અવરની બાની બનવાને બીલકુલ બેશ ધર્યું નહોતું; આટલુંજ નહીં પરંતુ પડતીમાં પેદા થયેલીને પાર વગરની પીડાની અગીડીમાં અડવડીયાં ખાતી જોઈ ખામોશપર ખુશ થયેલ ખલકના ખાવીંદે એકદમ અનગળ ખદબદીયાંનાં ગદબદીયાં કરી દીધાં ખરાં, પણ લક્ષ્મીની લાલચમાં નહીં લપટાયેલીએં તેનો કેવો નેક ઉપયોગ કર્યો ? દરીદ્રતાને ડાંગ મારવા આવેલ દડેડાને પણ દીલાવર દીલનીએ, નહીં પરણેલ પણ પોતાના થયેલ દીલરૂબાના છુટકારા ખાતર કેવી રીતે ગડેડાવી દીધો ? વાસ્તે હે મારા મન માનેલાઓ, આવી રીતે મોહનમંત્રમાં મસ્ત થયેલાં દંપત્તિઓ ઉપર તગદીરના તંત્ર તથા જગતના જંત્ર શું જુલમ કરી શકે એમછે ? તેઓનાં તો જયાં ત્યાં વાહવાહ ને વખાણનાં વાજાં વાગેછે.

# શૈલ શોભા.

પરણેતરના નેહમાં નિઃસંદેહ નિમગ્ન રેહેવું એના જેવું બીજું કયું કીમતી આભુષણ આર્ય મહીલાઓને આનંદ ઉપજાવનારૂં છે? બોધકની બાનીથી ઝાહેરમાં જાની કરેલની જીંદગાનીનું જતન કરતાં નાદાનીને નસાડી મુકનાર નિરાભીમાની નારીની બખ્તાવરીની બરોબરી કરવા કઈ શીરજોરી સમર્થ છે? લગ્ન બંધનથી બંધાયેલની બોહોશથી બલીહારી ચાહનાર તથા તેને પોતાનો પ્રભુ ઠરાવી તનમનને ધનથી તેમાં ધ્યાન લગાવી સેવા ઉઠાવનારને આલમે અધીરાજ મેવા આપેછે એ મુકરર સમજવું, કેમકે પેદા કરનારની પવીત્ર પ્રમદાને પેહેલી આજ્ઞા પતિ આમાન્યામાં ઉતમ રીતે આધીન રેહેવાની છે. સ્રીના સાચા શણગાર તેઓના હૈયાના હારને હીરાના માર, પરહાકમી મેળવવા તેઓના શીરદાર વગર કોણ સતાદાર છે? સ્વસ્વામીના સ્નેહ સામી હરામીને હાંકીને નીષકામીપણે નામી રેહેનાર અલબેલી રામાપર હમેશાં રમાપતી રાજી રેહેછે અને તેણીની કીર્ત્તિની કડતાળ ત્રણે ભુવનમાં ત્રેતાળ બજાવે છે. બાકી ભરથારથી ભ્રષ્ટ થયેલ કંથથી કથડેલ અને ખાવીંદથી ખ઼ટેલની આબરૂ ઊંધી વળેછે, સજ્જનતા સોંઘી થાય છે ને માન મરતબો મોંઘો થાય છે. તેની ગૃહસ્થ ઘરમાં ઘરાકી, પવીત્ર મંદીરમાં બેઠક ને આબરૂદારમાં આવક આની બાર પણ રેહેતી નથી. ને તેની પાથરી મૂકેલી આશા આકાશના સપટવારમાં સંપેટાઈ જાય છે. વધારામાં ચકલેચકલે

તેની ચાલનાં ચુંથણાં, ઘેર ઘેર તેનાં ઘોર કર્મની કહાણીઓ અને ઠામ ઠામ તેની વર્ત્તણુકનાં વગોણાંનાં વાજાં વાગે છે, અને તેની કીર્ત્તિના પૂર્ણ ચંદ્રને પલકવારમાં અંધકાર કરતી વાદળીઉ આવી વીંટી લેછે. આ હા હા ! કેટલી કમબખ્તી ? જ્યાં આબરૂની અછત અને લાજની લુંટ? ધીક્કાર છે તેનાં નામને, ફીટકાર છે તેનાં કામને, ને લ્યાનત છે તેના દામને. પતખોયેલ પ્રમદા સ્નેહીને શરમાવે છે, પ્રેમીને પજવે છે તે સંબંધીને લજવે છે. તે નાતથી ભ્રષ્ટ, તે જાતથી ભ્રષ્ટ તે દીનાનાથથી પણ ભ્રષ્ટ થાય છે. તેનું કામાંધપણું, ધર્માંધપણાંને ધક્કો મારે છે, અને માનવંતીના મંડળમાં મળતાં મક્કો મેલે છે, અને આખર આંડોશીપાડોશી તરફથી પડતા દુઃખદાયક શબ્દ પ્રહાર સહન કરતાં તેનું રદય શોક સ્થાન બનેછે, અને તે ચાલનાં ચુંથણાં થનારી ને ચીંતારૂપી ચીતામાં સોડતાણી સુવું પડેછે. વાસ્તે હે મારી રઢીયાળી રંભાઓ, ખીલોરી બાળાઓ, જ્યાં સુધી તમારા બદનમાં ઓકસીજનવાયુ વાય છે ત્યાં સુધી અનિતીનાં ઊંડાં કોતરમાં નહી ઉતરી પડતાં તથા ભુંડાં કર્મની ખાયમાં નહી ભરાઈ જતાં શીયળરૂપી શૃંગારથી સુંદર બની કુડાં કર્મે મેળવેલાં કડાં સાંકળાંની શોભાને કલંક લગાવો, ને શૈલને સાચવતાં શરીરનું તેલ કાઢી તથા માયા મમતાના છોગાળા મહેંદ્રને છેહ દેવા કરતાં દેહમાં વેહેદવો વાજબી ધારી કીર્ત્તિની કમાણીની અંબાડીપર બીરાજનાર બે કુમાર બેનપણીઓનાં ચરીત્ર વાંચો અને વીચારો. અને જ્યે તમે જાતે તે પ્રમાણે વર્ત્તશો તો જરૂર આબરૂથી ઓપશો,

જશથી ઝળકશો, ચોખંડ ચળકશો અને આલમની સપાટી પર શેતરંજ ખેલનાર બાજીગરમાં વિજયી પદપર બીરાજશો.



## જાનીને જાનની મેમાની.

સાર્વભોમ શાહેનશાહી ઇંગ્લંડ દેશના અધીરાજ ત્રીજા હેન્નરી રાજાએ જ્યારે ધર્મ ધોંસરી ઉઠાવી જાત્રાળુપર જુલમ કરનારને જેર કરવા શમશેર પકડી, અને પેલે સ્ટાઈનને પજવનારા સામે સંગ્રામ શરૂ કર્યો, ત્યારે ધીંગાણાની દરમીયાન આ પૃથ્વીપતિ રાજેંદ્રના શરીરમાં એક પ્રાણઘાતક ઝેહેરી બાણ બેસી ગયું હતું. આ ઝેહેરીલા જખમની જનુની અસર ઓછી કરવાને અગણીત ઉપાયો નિરૂપાય જતાં જાલમની જીંદગી ઝબે થઈ જવાની ધાસ્તીમાં આવી પડી હતી; પરંતુ બડભાગી ભૂપ સાથ સુખમાં સોહોબત તથા દુ:ખમાં મોહોબત રાખનારી જે અર્ધાંગના અરી ઉચ્ચાટનો કચ્ચાટ કમી કરવાને આનંદ ભુવનને અળગું કરી શુરનાયક સંગાથે આવી હતી, તેણે બેભાન અવસ્થામાં અડવડીયાં ખાતા ખાવીંદને ખુચેલાં ઝહેરી બાણનાં વિષને પોતાના પ્રાણની પરવાપરી કરી ચુસવા માંડ્યું, અને આ પવીત્ર પ્રેમગઢમાં પરવશ થએલી પાટરાણીએ પોતાના પ્રાણપતિને પેશ પોંચાડનારી મેશનું એટલે સુધી શોષન કર્યું કે પોતાના મુગટધારીના પંડને અખંડ બનાવ્યો, અને જશમુખી જીભલડીએ માયાની મોહીનીમાં કાયારૂપ કોહીનુરને કચળી જવા દીધું ! ! !

આહા પ્રેમનું કેટલું પ્રાબલ્ય ! જાનીની જીદંગી જાળવતી જાનનું દાન દેનાર દેવ પુત્રીના પ્રેમની પરીસીમાને ચાલો આપણે સાચે સ્નેહે શાષ્ટાંગ કરીએ ? અરે ગૃહોના અચળ તેજોમયપણા વાસ્તે ભ્રાન્તી ઉપજાવનાર, પરંતુ પોતાના પ્રેમ પ્રકાશની રતાશ વાસ્તે ભુલે ચુકે પણ અંદેશો નહી ઉઠવા દેનાર અખંડ આબરૂ અખત્યાર કરેલ અબળા, તારાં સબળાં કામ નબળાં મનવાળી કામનીઓની છાતીપર ચીરકાળ રામનામી પેઠે વીરાજી રેહે એમ અમે એકથી અધીક વખત ગાજી ગાજી કહીએ છીએ. આમીન.



## જીવનનું જતન ને પંડનું પતન.

અર્વાચીનકાળમાં પ્રાચીનકાળનાં પરાક્રમનો ઓળો પાડનાર એક પ્રમદાની ઉમદી ત્વારીખ એવી છે જે હાલમાં થોડા માસ ઉપર દેગામની દીવા દાંડી નઝદીક માજા મુકેલ મોજાંએ કેટલાક કબીલાથી કદબદતી કીસ્તીને કજા લગાવી હતી. તોફાનમાં તણાતાં પીડાના પોકારો કરતાં પ્રાણીઓમાં એક પતી પત્ની એક જણને અચ્છી રીતે આધાર આપે એવા લાકડાના કટકાને આધારે જીંદગીરૂપી દોરાને લટકાવી મસ્ત મહાસાગરની મરજીનાં ગરજી થયાં હતાં. પરંતુ આ એકજ ઓછા આધારવાળા લાકડાંના કટકા આધારે તે જુગલ જોડું સલામતી વાસ્તે સેજસાજ પણ આશા રાખી શકે એમ નહોતું, તેથી પ્રાણ પતન થાય પણ પરાં નહીં થવાને પ્રતીજ્ઞા લીધેલાં પ્રેમી જનોનાં જીવનરૂપ રતન-

નું જતન કરવું જોખમકારી જણાયું. આવા દુર્ઘટ વખતે જ્યારે આપ આપની કરતાં બાપ દીકરાની દરકાર રાખતો નથી, ભાઈ બેનની બેલપ લેતો નથી, ને પુરૂષ સ્ત્રીની સામું જોતા નથી, તેવે વીકટ વખતે તોફાની સાગરમાં સાંપડેલ તણખલાંને આધારે તરે જતાં સ્ત્રી પુરૂષમાંની સ્ત્રી બોલી– અરે મારા જીવનહાર, માથાંના મુગટ, ને ચશ્મુનાતારા, જ્યારે આ ટેકા આપણુ બનેને આબાદીની આશા રાખવા જેટલી પણ તાકાદ ધરાવતો નથી, ત્યારે આ આપની કદમરજ ગોલીની બોલીને ડોળી નહી ધારી બીન અંદેશે આપ એક-લા તે કટકાને કબજે રાખો". પરંતુ નિર્મળ નેહની લેહમાં લીન થયેલ દીલદાર દીન થઇ બોલ્યો, અરે મારી સુખની સોઈ તથા દુઃખની મોઈ, શું અર્ધાંગને આટપી મારે એક-લે અમિશ્રીત આયુષ્યની લેહેઝત લુંટવી? શું જીવન ખુટીને ખુડાડી મારે ગુલછડી ઉડાવવી? આવી રીતે અત્યંત આપ-દામાં પણ પવીત્ર પ્રેમથી બેજાર બનેલો બોલતો હતો તે-વામાં સર્વ ગુણ સંપન્ન સતીએ તો હૈયાના હારની હયાતી જતી નહીં કરવાની જીજ્ઞાસામાં ટેકાને તજી દીધો, ને લોઢે ઉછળતા મોજાની મરજી માફક માર્ગ લીધો ! ! !

ધન્ય છે તુજ અબળાને! સબળાને પણ નહીં સાંપડેલી આબરૂની અધીકારી, ધન્ય છે તારી પ્રેમખુમારીને! અરે વાંચન વર્ગી બેનો તથા બંધુઓ, આમાં સઘળુ સમજજો. સ્વામીની જીદંગીની હામી કરવા જતાં પોતે કેટલી નકામી-થી નેહ બાંધ્યો? આફ્રીન છે અલબેલી તારા પ્રેમપર! અને બલીહારી છે બાનુ તારી નેમપર! અલબત આવું

નામ તે પ્રેમ કે જ્યાં સદાય હેમનેખેમ, અને ત્યાંજ પ્રભુજી ની રેહેમ, એમ કેહેવામાં શું છે વેહેમ ?

## ઇનસાફીઓને ઇસારો.

અદલના કાંટાને આપ અખત્યારીથી આંટો ખવરાવનારા ને ધાંટો પાડી આજીજી સાથ અરજ કરવાની જે તમો ઈનસાફદારોની અટપટી કામગરીમાં દુરં દેશીપણાંની જામગ્રી તથા સુવીચાર રૂપી સરસ સામગ્રીની જોઈતી સોઈની જરૂર છે; કેમકે તમારે ઓળખ્યા વગરની બાબતને આબેહુબ આળેખવી છે, જોયા વગરનીને જોયેલ કરતાં ઝયાદે કરી બતાવી છે, અને સાંભળ્યા વગરની માનું સઘળું સત્ય શોધી કાઢવું છે, તો આળપંપાળમાં ઊંડાં ઉતરતાં, જંજાળનું જાદુ જાણતાં તથા સંભાળમાં સામીલ થતાં સારી પેઠે શીખવું સઝાવાર છે; કેમકે કરોડોની કીમત કુરબાન કરી હેરાન થતાં પણ હાથ નહીં આવનાર જીંદગીને જોખમ કરવાની કે સોખમ કરવાની સારડી સાચવનારાઓ, લાખો દોસીડા દફે થતાં સટકી જાય તેનો દરકાર નહીં પણ એક નીર્દોષીની સંતોષીપર હાથ પડે તેના જેવું એકે ઇશ્વર અકારૂં કૃત્ય નથી; વિષેશ વાંકવાળા વધારે વછુટી જાય તેમાં વાંધો નહીં પણ એક રાંક રોળાઈ જાય તો તેની આપદનો આડો આંક સમજવો, અરે ગમે તેટલા ગુનાહીતનું હીત જલવાઈ જાય તેની ફીકર નહી પણ એક ત્રાહીતનું તળીયું નીકળી જતાં લાગતા ફીટકારની હાની ઘણી ફાની છે. હવે તો કળીયુગની ભરજુવાની બેઠી છે તો જ્યાં લુચ્ચાઈની કમ્ચાઈ નથી, ત્યાં સચ્ચાઈનું શોધન કરવું ઘણું મોઘમ છે.

આજ કપટની ઝપટમાં સપટવારમાં સપડાઈ જતા સત્ય-વાદીની આબાદીને ખરાબીમાંથી ખસતી રાખવી એ કંઈ સસતી બાબત નથી. અલબત આજ પાજીની દગાબાજીમાં દાનાઇને સાજી રાખવી એ કંઈ કાજીને વાસ્તે નાનીસુની ન રાજી નથી? વાસ્તે ઇંદ્રાસનની ઓલાદથી ઉતપન થયેલાં ન્યાયસનપર બીરાજનારા ન્યાયાધીશોને ચીશો પાડી ચેતવણી આપવાની જે ખટપટીયા ખીસો કાતરનારા લટપટીયા થઈ લટી જાય છે અને લોભ લાલચ તથા લુચ્ચાઈ વગરના લીસા લખોને લેખે પીસાઈ જાય છે, તો હમેશ ખામોશની ખરી પકડી ખરૂં ખોટું ખોળી કાઢવું, અને નાના મોટા દરેક કામમાં દામ દીલે ફડચો કરતાં ગમે તેટલો હડચો લાગે તોપણ હુબક કે હેરતથી હડબડી જવું નહીં; દોલતમંદથી દબાઈ જઈ દળીદ્રીને દેહેશત ઉપજાવવા, હોદ્દાદારથી હઠી જઈ ગેહલીને બીવરાવવા અને સંબંધીથી શરમાઈ જઈ સીદ્ધાને સાંકડે લેવા જ્યાં સુધી પ્રાણ વાયુનું પાન કરો ત્યાં સુધી પ્રપંચના ઉંડા કોતરમાં ઉતરી પવિત્રાઇને પતીત કરશો નહીં. તમે એક પાયરીપર પેદા થયેલા છતાં પ્રૌઢપદ પામી અદલનો કાંટો કમાણાતો કુડી કમાણીને સમાણી દઈ, લોભ લાલચને લાજ શરમથી નરમ પડ્યા વગર નેકનૈયતનું નગારૂં વગાડી ન્યાય આસનનું નુર વધારવા શઠને શાસનને અચ્છાને આસન આપવા એકી ન કરો; કેમકે ઇનસાફનાં પલ્લાંને પૈસાના પ્રસાદવડે પોશાય તેમ નમાવનારા, તથા કુટીલતાથી કમાણીનો કોઠાર ખુલો કરનારા, અને તરતાને ત્રાજવે બેઠી વીશ્વમાં ત્રાહ ત્રાહનો પોકાર જ્યાં

ત્યાં કરાવનારા તથા સોનાંના ખણખણાટથી ખુશ થનારા ચુકાદો કરનારાએ ભલે સાત પેઢી સુધી પુરૂં થાય તેટલું ધન ચાંચવા વડે ઉસરડયું હોય તોપણ તેની ખોટાઇનું ખડગતો તેઓનુંજ ચુર્ણ કરવામાં પૂર્ણ પ્રયાસ કરેછે એમ નકી સમજવું. જુઓ કે, નિર્મળતાને નકરી કરનાર, વિમળતાથી વાંધો વધારનાર અને સ્વાર્થથી સાંધો રાખનારા કયા સતાધારીનું શ્રેય થયુંછે? વીચારો કે, કુટીલતાથી કોટી કરનાર કયા કવચધારીની કીર્તિની ગીતિ ગાવાને શંખનાદે મોટે સાદે શોર મચાવ્યોછે? અમલ અંધાના અમલનો અમલચીરકાળ ચાલુ રેહેશે એની શું ખાતરી? અરે જ્યારે ઈનસાફમાં સાફ નહીં રેહેનારા, તથા દીનની દાદ દરીયાફતમાં દાખલ કરવી પણ દુરસ્ત નહીં ધારનારાના ગૃહો ગામ જવા માંડેછે, અનિતીરૂપ અંધારાંનો પ્રભાવ પ્રલય થાયછે, અમલની ગુમાની જુવાનીનું જોર નરમ થવા માંડે છે તથા સતાના મધ્યાનમાંથી સાંજ પડેછે અને અમલનો અરૂણ અસ્તાચળ ઉપર આરામ ભૂવનમાં પધારવા આવેછે ત્યારે તેની શી અવસ્થા? અરે મોટાઈ તો આજછે અને કાલ નથી; તે તો બીડમાંનાં સુકાં ઘાસ બરોબરછે; તેને બળતાં શું બળ પડેછે? અરે તે તો વણસી જાતાં વાર ન લાગે તેવો પાણીનો પરપોટો, ગમે તેવડો મોટો હોય તોપણ ઘડીકમાં ખોટો થઇ જાયછે; તે તો નીંદ્રાનું સ્વપ્નું, સુતા ત્યાં સુધી સર્વ સાચું પણ જાગ્યા એટલે જાદુ.

ખરેખર *મૂર્ખાં હુકમ હડકાયાને તો સુજતું થયા પછીજ

* સારાને સમજુને વાસ્તે નથી પણ મૂર્ખાને વાસ્તે.

માલમ પડશે કે જેમ પાણી સુકાયા પછી માછલાં મોકળાં થાયછે, જુવાર કપાયા પછી હઈયા હડતા થાયછે, અને મીઠાશ મૂકાયા પછી બણુબણુતી માખી પાંખી થાય છે, તેમ લીલાવનના સુડા માફક લટક સલામતીયો વેહેવાર રાખનારા, ઉગતા સુરજને પૂજનારા તથા આવતાના બોલબાલા અને જતાનું મોંહકાળું કેહેનારા તથા અન્યાયની આડીથી અડધા થયેલા સબળાની અંગારૂપ આંખોમાં પાપીની પડતી રૂપ ઘૃતની આહુતી અપાવાથી વાજબીને વરજી મરજી માફક વર્તનારાની વડાઈમાં વીઘ્ન પડતાં એકદમ અથડાયેલાઓ આડકતરાઇએ ઉતરી પડેછે, અને પછી આવરદાની આખરી સુધી તે પાપકર્મમાં શરમ નહીં ખાનાર તથા ભલાના ભર્મ ભાંગનારને સુખથી શત્રુવટું અને શાંન્તીથી બારવટું થાયછે; તે પદભ્રષ્ટ પતરાજી ખોરને અમૃતવિષ જેવું લાગેછે અને તેના આનંદ ઉત્તસાહનો દીવો હમેશને વાસ્તે વધરાઈ જાયછે એટલુંજ નહીં પરંતુ તેની થડકતી હસ્તીને કાંકરાનો કડાકો પહાડસમ પડકારો કરેછે; અરે અમલની અંધીમાં ઉપયોગમાં લીધેલી અન્યાયરૂપ આરી અને કુકર્મની કરવતી તેનાં કલેજામાં કેર વરતાવેછે, અને આખર તે આફતના અરૂણુમાં ઓટવાયેલાની કષ્ટીત કાયાનું નર્ક નીવાસ કરવાની ખાતરીમાં બળીદાન અપાયછે.

પણ આથી ઉલટું સત્યના સટાના બટાની બીકથી સેંકડો ગમે સોનૈયાની સામું નહીં જોનાર તથા લાખો ગમે રૂપૈયાને રઝળતા મુકનાર અદલના અમલદારોનેજ અક્ષય આબરૂ ઇજતના ઈલકાઓની ઇનાયત મળીછે, અરે ભલા-

ઇનો ભક્ષ કરવાની ભુંડાઈમાં નહીં ભળવા ખાતર ખર્વ નીખર્વના ખજાનાને ખસ્તો રાખનાર તથા અગડ સાચવટથી ઓપતો ઇનસાફ્ આપવાની ઉત્કંઠામાં બેશુમાર જર ઝવેરને જુહાર કરનાર અને પાપીને માફી આપવામાં મેલાપી નહીં થવા ખાતર પશા થતી પાદશાહીઓમાં પલીતો દેનાર ન્યાય પૂત્રોનીજ કીર્ત્તિની નફેરી તથા જયનાં દુંદભી વાગેછે. અરે જાનમાલના ખર્ચ તથા ખુવારીની બેદરકારી રાખી નિષ કામી પણે બહુનામી બનનાર બડભાગીનીજ પીરાઇની પંચનાદ થાયછે એમ અનુભવ સીદ્ધ સીદ્ધલોકોએ સુચવ્યુંછે તે સત્યછે. અરે, જ્યારે નિર્મળ ન્યાયનું જાદુ આવું જોમદારછે ત્યારે હે મારા નામદાર નીવેડો કરનારાઓ, મુલાજાને મોકળો કરો, ધરવટને ઘેર બેસાડો, અંદેશાને અળગો કરો, અને અદલના કાંટાને કબજે રાખનાર ઇમાનીને બાજુએ લઈ પ્રેમી પાલણહાર પીતાને પસંદ કરવાની-ખાલસદીલે ન્યાયની તુરી બજાવો, નહીંતર પીંડ પર્યંત નમેરી પસ્તાવો નક્કી કરશે. અરે કીર્ત્તિની કનક અંબાડી પર અસ્વાર થયેલાની સતાને કલમના કીત્તાથી કેદ રાખનાર કામદારો, તમારે યાદ રાખવું જોઇએ કે ઇનસાફની અડતરી આગળ પીતા પૂત્રનો પ્રેમ, સ્ત્રી પુરૂષનો નેમ, અને રાજા રાણુની રેહેમ રદ જાયછે, અને જ્યારે આવુંછે ત્યારે હે મારા ન્યાયરૂપી નૌકાનું સુકાન સાચવનારા હાકેમોને હાકલો મારી હાથ જોડ કરૂંછું કે, તમો અકલદારો પાસ બહુ બોલા માફક બકારો કરી અકારો બનવાની આખેપ નહીં હોવાથી આટલેથીજ અટકી આખરનો ઇશારો કરૂંછું

કે જો ધર્મરાજાની ઘોંસરીએ આવવાના હોંસી હોતો તમારી હાકેમી સોંસરી સચ્ચાઇને [1]પાતને લુચ્ચાઇને લાત લગાવતાં નાત જાત કે રીતભાતથી ન ભડકવું, લાલચથી લડવું, ને નીચને નડવું.

---

## દરદ દાહક દવાઇઓ.

'પહેલું સુખ તે જાતે નર્યા' આ કેહેવતને હમેશ વેદ વાક્ય ધારી ધ્યાનમાં ઘુમાવ્યા કરવું. શરીર સુખ હશે તો પછી માણસને બીજી બધી હરકતોને હણવા ઉપાયો લગાડવા સુજશે, પરંતુ જો બીન તાગાદ તથા મંદગીના બીછાનાનો મુડદાલ માંકડ થઈ પડશે તો તેને પૈસાના ગંજો પથ્થર જેવા લાગશે, બાળબચ્ચાં તથા સ્ત્રી સેવકો શત્રુવટ લાગશે અને સર્વ પ્રકારના ભોગવીલાસ વીખસમ લાગશે અને ટુંકામાં શરીર સુખ વગર આ સંસારમાં તેને ક્યાંઇ પણ એશ કે આરામ અધીકાર નહી થાય. સાધારણ અકલના માણસને પૂછશું કે તમારે શું જોઇએ? તનદુરસ્તી કે દોલત? તો તે કદી પણ પ્રથમ દોલત નહીં માગવા હામ ધરે. તનદુરસ્તી કેવી અમુલ્ય ઈશ્વરી ભેટ છે તેનો ખરેખરો ખ્યાલ રોગ આવેછે ત્યારેજ આવેછે. રોગથી રીબાતાની છેવટની ઈચ્છા જોશો તો ફક્ત શરીર સુખાકારીનીજ હશે. જ્યારે આવી કીમતી વસ્તુ તનદુરસ્તી છે, ત્યારે તેમાં થતા સેજસાજ ફેરફારનો અટકાવ કરવા સારૂ

---

૧. પકવાનની પીરસેલી પાતલ.

(૧) એરંડીઆનાં વાસણુમાં દીવેલનાઠરાનામથી ઓ-ળખાતો જે મેલ નીચે ઠરી રેહેછે તેને ગરમ કરી સાત-પડા ઉપર બાંધવો.

.(૨) જવખાર, મનશીલ હરતાલ, સીંદુર, સંખ, ગંધક તથા કસીસને સરખે વજને લઈ મીઠાં તેલમાં ઘસીને દીવ-સમાં બેવાર દરદ મટે ત્યાં સુધી લગાડવું.

(૩) સુકાં મરચાં, મીઠું, અને સુકી હળધરને સરખે વ-જને લઇ બારીક વાટી સાતપડા ઉપર બાંધવું.

## બળેલા બદનને બેશ બનાવવા બેબોલ.

(૧) દાઝેલા ભાગ ઉપર તરત ગળી અથવા ખડી પા-ણીમાં વાટી ચોપડવી.

(૨) વાંસનો કડકો બાળીને તેની રાખ કનતાનનાં તેલમાં મેળવી ચોપડવાથી અંગ આગ ઓલવાશે.

(૩) લખવાની સાહી બળેલાં બદન ઉપર ચોપડવી.

(૪) છાસ, દહીં. આદી ગમે તે સરકો દાઝેલા ભાગ ઉ-પર ચોપડવો અગર તેમાં બોળી લૂગડું ભીના સુકું મુકવું.

(૫) ગોળ અથવા લાલખાંડ દાઝેલા ભાગ ઉપર દાબવા-થી પ્રથમ તો પીડા કરશે પણ પાછળથી પરીણામ પ્યા-રૂં આવશે.

(૬) ભીનાં સુકાં ઇંડાની સફેતી ચોપડવી.

(૭) કળીજુનો ૮–૧૦ તોલા લઈ ચાળીસ રૂપીઆભા-રનાં બસેર પાણીમાં ત્રણે કલાક સુધી પલાળી રાખવો ને પછી નીતરેલાં પાણીમાં ગાળી લઈ તેટલુંજ તેમાં અળસીનું

અગર છેવટ તલનું મીઠું તેલ મેળવવું તેને ખૂબ લઢી સારૂં થાય ત્યાં સુધી દીવસમાં બેચાર વાર બળેલા ભાગપર લગાડવું.

(૮) બળેલા ભાગપર બ્રાન્ડી ચોપડવી.

(૯) ગોળના પાણીથી ભીના સુકું ભીંજવેલું કપડું મેલવું.

## કાનનું કષ્ટ કમી કરવાનો કીમીયો.

કાન સેજ દુઃખે, તેમાં ચસકા થાય, અથવા વેહે તેના અકસીર ઉપાય.

(૧) ગલ ગોટાનાં ફુલનાં લીલાં પાતરાંનો રસ કાઢી કપડે ગાળી રોજ ગરમ કરી પાંચ સાત ટીપાં દીવસમાં બે ત્રણ વાર એમ બે ત્રણ દીવસ કરવું.

(૨) ગરમીથી દુઃખતો હોય તો સ્ત્રીનાં દુધનાં અથવા લીંબુના રસનાં ટીપાં નાંખવાં.

## પાકેલા, પરી નીકળતા, તથા બાસ મારતા કાનના ઉપાય.

(૩) લીલો ફુદીનો છુંદી તેના રસનાં ૫—૭ ટીપાં બે વખત દીવસમાં નાંખવાં એમ બે ત્રણ અઠવાડીયાં સુધી કરવું ને હમેશ પીચકારીથી કાન સાફ કરાવવો.

(૪) ટંકણખારનો વાટેલો ભૂકો ભરભરાવવો અને ઉપર લીંબુનાં રસનાં ટીપાં નંખાવવાં હમેશ પીચકારીથી સાફ કરવો.

## બેહેર બંધ કરવાના ઉપાય.

(૫) આકડાનાં પાતરાં આતસ ઉપર ગરમ કરી તેનો

રસ કાઢી તેનાં ટીપાં ૫–૭ દીવસથી ૧૪ દીવસ સુધી નાંખવાથી ઢાંક ઉઘડી જશે.

(૬) ડુંગળી કાંદાના લીલાં પાદડાંના રસનાં ને તે ન મળે તો તેને છુંદી તેનાં રસનાં ૪–૫ ટીપાં દરરોજ બેવાર દીવસ ૭ થી ૧૪ સુધી નાંખવાં.

## કાનનો મેલ કાપવાનો ઉપાય.

(૭) મધ અને ધુપેલ તેલ અથવા કાચા તેલને સરખે વજને લઈ જરા ગરમ કરી, સેવાતું થયે કાનમાં ટીપાં નાંખવાથી પોતાની મેળે મેલ બહાર આવેછે.

(૮) જો કાનમાં કીડા પડયા હોય ને બહાર નીકળતા હોય તો જરા એળીયાને વાટી ગાયના ઘીમાં ઉકાળવો, પછી તે ઘીને કાનમાં મૂકવાથી કીડા મરી જાયછે.

## કાખ બીલાડી અગર.

(૧) રેવંચીનો શીરો ટાંક ૧, સીકોતરી એળીયો ટાંક ૧, અને રસમતી ટાંક ૧ ને કુમારના રસમાં ઘસીને ચોપડવાથી પાકીને ફુટી જશે અગર બેસી જશે.

(૨) ઇંડાની સફેતી તથા કળીચુનાને સરખે હીસ્સે મેળવી તેમાં રૂનું પોતું ભીંજવી ભીના સુકું મુકવું.

(૩) વડનાં અથવા ઉમરાનાં ઝાડનાં દુધને કોરાં કપડાં ઉપર લગાડીને બાંધવું.

(૪) ડુંગળીકાંદાની પોટીસ બાંધવી.

(૫) ગુગળ, રાઈ, ચુલાના માથાનું ધવૈસ, અને કળીચુનાને સરખે હીસ્સે લઈ બારીક વાટી જુના તથા નરમ

ગોળમાં મેળવી મલમ જેવી કરવી તેની પટી લગાડવી.

## ખીલને ખસતા કરવાનો ખરીતો.

ખુબસુરતીના ખાધઘરા ખીલ ગરમ વસ્તુ ખાધાથી, દસ્તાન તથા ધાત વધુ જવાથી ચામડી મેલી રાખવાથી અને ઝાડો કબજે રાખવાથી થાયછે.

(૧) હલકો જુલાબ બેત્રણ વખત આંતરે લેવો.

(૨) ગોરૂચંદન અને મરી ઘસી ખીલ ઉપર ચોપડવું.

(૩) ભેંસના કાનમાંનો મેલ લીંબુના રસમાં મેળવી લગાડવો.

(૪) ટંકણખાર અથવા નવસાર તોલો ૦ાા લઈ ત્રણ તોલાં ગુલાબજળમાં મેળવી બીના સુકું લગાડવું.

(૫) ચાર તોલા અંગુરી સરકો અને બે તોલાં મધને મેળવી લગાડવું.

(૬) કડવા વાલ અગર જવના આટાને સરકામાં મેળવી લગાડવો.

(૭) ટંકણખાર તોલો ૦ા સાકર તોલો ૧ને લીંબાના રસ તોલા ૧૨ ને મેળવી બીના સુકું લગાડવું.

(૮) મીઠા તેલ તથા ચુનાના પાણીને સરખે ભાગે મેળવી લગાડવું.

(૯) કાળીદ્રાખ વાટી ચોપડવી.

## સલેખમ સારૂં કરવાની સુચના.

(૧) ઠંડી હવામા બહાર નીકળવું કે ફેરવું નહીં.

(૨) ગરમ ઘરમાં રેહેવું ને છાતીપર રાઈ રાખવી.

(૩) ગરમ પાણીથી પગ ઝારરવા ને ગરમ ઇટનો શેક કરવો.

(૪) ગરમ પાણીમાં રાઈ નાંખી પગ બોળવા.

(૫) ગળેબંધ, મોજા ને પોશાક ગરમ પેહેરવો.

(૬) ગરમ દુધ તથા ચાહ પીવી.

(૭) નાક ઉપર લવન્ડર અથવા કોલનવાટર ચોપડવું અથવા રૂમાલમાં છાંટી સુંઘવું.

(૮) એરડીઉં અગર છેવટ કાચું તેલ દીવા ઉપર ગરમ કરી સુતી વખત નાક ઉપર ચોપડવું.

(૯) ચોવીસ કલાક સુધી પાણી અગર કંઈ પ્રવાહી વસ્તુ પીવામાં ન લેતો પછી તદન સરખમનું સત્યાનાસ થાયછે.

(૧૦) સરડકીઆં સરખમ વાળાને તપખીર સુંઘવાની ટેવ રાખવી.

(૧૧) સુતી વખત દાળીયા ખાવાને પાણી ન પીવું.

(૧૨) કાગળના કાકડાને સળગાવી નાકમાં દમ ખેંચી ધુમાડો લેવો.

(૧૩) કાચના કટકા ધીમી આગ ઉપર તપાવી કપુર ભરાવવું ને ધુમાડો નીકળે તે સુંઘવો.

(૧૪) એલચી તથા લવીંગ મોઢામાં રાખવાં.

(૧૫) હીંગ પાણીમાં નાંખી પીવું.

## બોદાર વિરેચન.

બાળકોને ધૂળ માટી વગેરે ખાવાની ઘણું કરી ટેવ હોય છે ને તેથી વખતો વખત તેમના પેટમાં ભાર થઈ જાયછે

તેથી તેનું પેટ કઠણ થઈ રેહેછે ખાવાની અરૂચી થાયછે ને હાંફ્યા કરેછે. આવે વખતે ઔદાર વિરેચન ચૂર્ણની બે વાલ માત્રા ધાવણ અગર ગાયના દુધમાં આપવાથી બાળકને ઘણો ફાયદો થાયછે. તેને સાધારણ રેચ લાગેછે. તથા કાળા કીટોડાવાળા ઝાડા મારફત ધૂળ ખાધી હોય તે નીકળી જાયછે.

બનાવટ—ઔદાર કાંકરો ત્રણ ભાગ, વરીયાળી ત્રણ ભાગ, ગંધક બે ભાગ, અને એળચી એક ભાગ આ સર્વનું ચુર્ણ કરવું તેનું નામ ઔદાર વિરેચન પાડયુંછે તેની માત્રા બેથી ત્રણ વાલ સુધી અપાય.

## દંતમર્દન.

દાંત એવી શોભા આપનારી તથા ઉપયોગી ચીજછે કે તેનું સંરક્ષણ કરવામાં કાળજી રાખવી જોઇએ. આપણ દરેકનું પ્રથમ પ્રભાતમાં ઉઠી દંતધાવન કરવાનું કામછે જે ઉપરથી દાંતની કેટલી સંભાળ લેવી જોઇએ તેનો અડસટો નીકળેછે. વાસ્તે દંતધાવન સાથ મંજનનો ઉપયોગ કરવાથી ધારેલો ફાયદો થાયછે. નીચે જણાવેલાં મંજનના ઉપયોગથી દાંત સજ્જડ થાયછે, મોઢાની છારી છારી તથા અસંત કંટાળો ઉપજાવતી બદબો દુર થાયછે, પોચાં પડી ગયેલ અવાળુમાંથી લોહી નીકળેછે તે બંધ થાયછે, અને દાંત સફેત મોતીની હારડી જેવા સુંદર લાગેછે.

બનાવટ—ફુલાવેલ મોરથુથુ એક ભાગ, ફુલાવેલી કણ બે ભાગ, ફુલાવેલ ફટકડી ત્રણ ભાગ અને ચાક આઠ ભાગ આ સર્વને ખાંડી ચાળી તેનું મંજન કરવું.

## પ્રભુનું પલ્લું.

બેશક પ્રભુમાં પ્રભુતા વગર શંભુ પદ કોણ સોંપત? જગતપીતા પદ પ્રાપ્ત કરનારે કુબાથી કનકકોટ સુધી અને સુબાથી[1] કુબા સુધીની સગવડ કરવા દુરંદેશીપણું દાવમાં લીધું ન હોતતો પોત પાધરૂં થાત અને જોત જાંખી પડત, એટલુંજ નહીં, પરંતું આસ્તાનો નાસ્તો અને ભક્તિની બચકી બંધાઈ જાત; પણ પાળણહાર પદ ધારણ કરનારે ક્યાંઈ પણ કારણ રેહેવા દીધું નથી. તેણે વીલાસની વાટણી તથા વેદનાની વેચણી વધારે વીચારથી કીધીછે, અને કયાંઇ પણ ડાબી જમણી કે જાના દુઝીની ચીણગારીને ચમકવા દીધી નથી. તેણે ક્યાંઈ સોનૈયાતો કયાંઇ શાન્તી, ક્યાંઇ રૂપીયા તો ક્યાંઈ તન કાંમનની કાંન્તી, અને કયાંઇ દોલતતો કયાંઇ તનદુરસ્તી, એક ત્રાજવે તોળી આપીછે ખરી, પણ દીનદયાળ કેહેવાતાની કળાનો કયાસ કમ અકલના કબ્જામાં આવે એમ નથી, અરે ઇગહન ગતીવાળાની ગોઠવણની ગુંચવણ મુર્ખને તો મુંઝવણમાં ખુડાડયા વગર રેહેતી નથી. જે અધુરાને અકારૂં લાગેછે, તેજ પૂરા ને પાધરૂં ને પાંસરૂં લાગેછે, કે પ્રભુએ પોતાનાં સુખ દુઃખનાં પલ્લાંનો શેષ ભાગ સર્વને સરખોજ આપ્યોછે. તે કંઈ વાતમાં ને વાતમાં સમ દૃષ્ટીવાળો કેહેવાણો નથી? તેના દરબારમાં શાહ રંકનો અંક, કે નાના મોટાની નોંધ નથી, પ્રભુ પદ પાસ પાદશાહ કે પ્યાદામાં કંઈ પણ કમતી ઝયાદા નથી; બાકી ઉત્પન્ન કર-

---

૧ દુબળો.

નારની આજ્ઞા ઉલંઘન કરનાર હરામીનો હમાચો ભરનારને વાધરૂપ પકડી તમાચો ન મારે તો ખરાબીની ખાઈ ખોદતાં કોણ ખટક કરે? ફકત ચૂકેલાને ચક્કરમાં લાવવાને આ સઘળો અળખામણો ડોળ ઉપરનો સમજવો, કેમકે કરૂણા કરનું અંતર તો અગણીત ઉસન્ન થયેલા તરફ એક સરખી લાગણી ધરાવેછે તે તો સીદ્ધજછે, પોતાનાં પ્રેમનું પ્રમાણ આપવા પ્રભુએ નમુનો નીરમાણ કર્યોછે કે જ્યારે પેદા કરેલાં કુટુંબનો પીતા પોતાની સંતતી તરફ એક સરખા સ્નેહની ગીતા ગાયછે ત્યારે આતો ખુદ પેદા કરનારની પાયરીપર બીરાજનારા વડીલના વહાલમાં ટાલ હોય એમ ધારવું કેટલું ધુતારૂંછે.?

જયારે આવી રીતે ત્રીભોવનપતિની પીરાઈ તથા મીરાઈ મુકરર થાયછે ત્યારે આપણે ટુંક વીચારથી ટેરાઈ રહી ઇર્ષાને આવકાર શ્યા સારૂં આપવો જોઇએ? અરે જયારે સાહેબને ઘેરથી સરખી સાહેબીની નાયબી સર્વને સાંપડીછે ત્યારે અનિતીનો આરોપ મુકી અદલ ને બદલાતો બટ્ટો શ્યા સારૂં લગાડવો જોઈએ? આ વીકટ વીષયનું વીષેસ વીવેચન કરવાનો વખત નહીં હોવાથી દીર્ઘધારીનું ટુંક દાસ્તાન દાખલ કરી સુખના સોસમાં સીદાતાને સમજાવવા ઘો કે આ પૃથ્વીની રંગભૂમી ઉપર રમવાને પેદા કરેલાં દરેક પ્રાણીને પેદા કરનારે સરખા સ્નેહથી સરજાવ્યાંછે, નીભાવ્યાંછે, અને નસાડ્યાંછે, તો હું વધારે દુઃખી કે હું વધારે સુખીની તો સ્વપ્ને પણ સંજ્ઞા કોઈ સમજુએ કરવીજ નહીં. આપણ મૃત્યુલોકનાં માનવીનો કાંટો વખતે આંટો ખાય પરંતુ

આ સ્વર્ગ સતાધીશનાં ત્રાજવાંમાં તો ત્રીજું થાયજ નહીં તે નક્કી.

## ઝાહેર પણ જુઠ્ઠા જણાતા ભેદનો ભંભેરો.

### બેત.

હજારૂં લોકકે રાજા, જીનું મુખ ચાંદભી લાજા;
નગારા મોતકા બાજા, કે આખર ખાખ હોજાનાં.
જીનું ઘર લાખથે ઘોડે, સદા ઝર બક્ત કે જોડે;
ઉનુંકો મોતને મોડે, કે આખર ખાખ હોજાનાં.
જુવાની જોમમે માતી, હમેશાં નેનથી રાતી;
લગાઇ કાલને કાતી, કે આખર ખાખ હોજાનાં.
અમલમેં આપથે અલમસ્ત, લગામો લાખકી ખુદ દસ્ત;
રડાદી મોતને રૂખસત, કે આખર ખાખ હોજાનાં.
કળા કૌશલ્યમેં કાબીલ, કબુલ્યા આલમેં આકીલ;
બનાયા મોતને બાતીલ, કે આખર ખાખ હોજાનાં.
ધીંગાણે ધમધમે ભારે, ડુલાતે દેવકું ડારે;
શૂરા સેતાનસેં હારે, કે આખર ખાખ હોજાનાં.
છોડો સબ જાતકી ખટપટ, ખુદામેં ખાંતસેં લટપટ;
તૈયારી મોતકી ઝટપટ, કે આખર ખાખ હોજાનાં.



# મુબારક મદદગારોનાં મંગળ નામો.

પુસ્તક પ્રત-ખુલ્લંદશીતારી શુભેચ્છકોનાં નામ.
૨૦૦ અખંડ કીર્તિવંતાં મુલ્ક મશહૂર માન-વંતા બાઇશ્રી હંસકુંવર.
૧૦૦ માનવંતા મેહેરબાન. R. K. ii.
૧૦૦ ગુણવંતા ગુ. રામચંદ્ર ગીરજી.
૧૦૦ સ્નેહ શીરોમણી ડાકટર કલ્યાણજી પ્રેમજી
૧૦૦ નિધનનાં રત્નરૂપ નેહી મે. નરભેશંકર. વિ. સૂર્યશંકર, શેઠ નરભેશંકર ગોકળદાસની B. B B. ની કંપનીના ભાગીદાર.
૩૦ નામાંકિત્ત નાઘેરી ચાંપશી ખીમરાજ.
૨૦ રા. રા. મે. છોટાલાલ ગીરધરલાલ બાબરા
૨૦ સાચાસાથી K. K. E.
૨૫ જીવન મીત્ર જશવંતરાય ગંગાશંકર.
૧૦ સદ્‌ગુણ મુર્તિ શેઠ વસનજી ખીમજી.
૧૦ વિવેક સાગર શેઠ મુળજી કલ્યાણજી.
૫૦ ધર્મધૂરંધર શેઠ ધર્મસીંહ કાનજીની કંપનીમા.
**૧૦ સુધારાના સાથી શેઠ ગોપાલજી વાલજી.**

૧૦ શાણા શ્રીમંત શેઠ ત્રીકમદાસ દયાળજી. મોડપરીયા.
૧૦ શુભેચ્છક સ્નેહી ગોરધનદાસ ચત્રભૂજ.
૧૦ કેળવણીના હીમાયતિ શેઠ મોરારજી ગોકળદાસ માસ્તર.
૧૦ મા. મે. પ્રાણશંકર મોતીરામ.
૧૦ મીત્રમણી રતનસીંહ ડુંગરશી.
૫ માયાળુ મીત્ર મુળજી સુંદરજી.

**મુંબઈ.**

૧૦ સુધારાના સાથી મુકાદમ ભોજા વીરજી.
૧૦ હિતસ્વી લીલાધર જાદવજી મા.
૫ શા. જીવન રામજી દલાલ.
૫ સ્નેહી શેઠ જીવનદાસ મા.
૫ શા. મગન જીવરામ.
૫ સ્નેહી શેઠ રણછોડદાસ કલ્યાણજી.
૪ શેઠ વાલજી ધર્મસીંહ હા. વંદ્રાવન.
૪ શેઠ રણછોડદાસ મોરારજી.
૪ સ્નેહી શેઠ H. D. C.

૪ માનવંતા શેઠ દેવીદાસ.
૪ સ્નેહી શેઠ ખીમજી મોરારજી, પ્રેમજી.
૪ સ્નેહી ડુંગરશી ભાણજી મા.
૫ માનવંતા શેઠ ગોકળદાસ કુરજી.
૪ સ્નેહી શેઠ વલભદાસ સુંદરજી.
૪ સ્નેહી શેઠ મુળજી ગોકળદાસ.
૫ સ્નેહી શેઠ ચત્રભુજ પ્રાગજી મા.
૫ મા. શેઠ કરસનદાસ હરગોવન્દદાસ.
૧૦ રા. રા. જુગતરામ વિ. રણછોડજી મા.
૫ સ્નેહી પોકરણા ભગવાનદાસજી.
૫ શેઠ રણછોડદાસ ગોકળદાસ મા.
૪ મે. માસ્તર ભાઇશંકર નથુભાઇ મા.
૪ મિત્ર મે. નાનજી પ્રધાન.
૪ મુલતાની ધર્મદાસ પ્રમાણંદ.
૪ સ્નેહી શેઠ નેણસી વસરામ.
૪ સ્નેહી શેઠ કલ્યાણજી માધવજી.
૪ સ્નેહી શેઠ ખટાઉ મુરારજી.
૩ સ્નેહી મોડપરીયા શેઠ રતનસીંહ દામોદર.
૨ સ્નેહી ચત્રભૂજ પુરશોતમ.
૨ સ્નેહી શેઠ વીઠલદાસ દામોદરદાસ.

૨ શેઠ જીવણદાસ કરસનદાસ.
૨ સ્નેહી છગન ગોપાલજી
૨ શેઠ વલભદાસ જમનાદાસ દેવીદાસ
૨ સ્નેહી શેઠ પદમસીંહ હરીદાસ.
૨ પારશી શેઠ બેજનજી
૨ સ્નેહી ચત્રભુજ પદમસીંહ
૨ સ્નેહી ભાણજી કાળીદાસ
૨ સ્નેહી ટોપણ મલુ
૨ સ્નેહી મે. પાણીયા લીલાધર
૨ શેઠ મુળજી રાઘવજી
૨ શેઠ પદમસીંહ લીલાધર
૧ શેઠ નંદરામ કમલાકર
૧ શેઠ લખમીચંદ કાળીદાસ
૧ રા. પ્રભાશંકર મીઠારામ.
૧ શેઠ ત્રીભોવનદાસ રેવાદાસ
૧ શેઠ હેમરાજ કલ્યાણજી
૧ શેઠ કલ્યાણજી ભાણજી
૧ શેઠ ઠાકરશી હીરજી
૧ શેઠ રૂઘનાથ ખીમજી
૧ શેઠ રામજી મૂળજી

૧ શેઠ ઘેલાભાઈ કુરજી
૧ શેઠ જેઠાભાઇ કુરજી
૧ શેઠ રૂસતમજી પેસતનજી
૧ શા. વરજીવનદાસ પૂરશોતમદાસ
૧ શેઠ માધવજી રવજી
૫ શેઠ કલ્યાણજી ત્રીકમદાસ,
૧ શેઠ લવજી દેવરાજ
૧ શા. મુળચ્ંદ પ્રાગજી
૧ શેઠ વેલજી શોમચંદ
૧ ઠા. મુરારજી કલ્યાણજી
૧ ઠા. માધવજી કાળા
૧ શેઠ નગીનદાસ લાલદાસ
૧ શેઠ નારણદાસ રામજી
૧ શેઠ દામોદરદાસ લક્ષ્મીદાસ
૧ શેઠ કેશવજી વલ્લભજી
૧ શેઠ મંગળજી સુંદરજી
૧ શેઠ હીરજી વિ. રણછોડ
૧ શેઠ વીઠલદાસ મેઘજી
૧ રા. દેવશંકર નાનજી
૧ શેઠ ઠાકરશી ગોવન્દજી

૧ શેઠ પદમસીંહ હેમરાજ
૧ શા. કાળીદાસ જગજીવન
૧ શેઠ વીઠલદાસ મુળજી
૧ શા. મુળચંદ માધવજી
૨ સ્નેહી શેઠ કરસનદાસ મેઘજી
૧ ગુ. જગદેવ ગીરજી
૧ સ્નેહી લીલાધર નરસીંહ
૧ શેઠ રેવાશંકર જીવાભાઇ
૧ શા. મુળચ્ંદ પ્રાગજી
૧ શા. વસનજી દેવજી
૧ શેઠ માધવજી કલ્યાણજી
૨ શેઠ રતનસીંહ રાધવજી
૧ ઠા. દેવચંદ રતનસીંહ
૧ પોકરણા મોરારજી ભીમજી
૧ શા. જુઠા રાધવજી
૧ શા. માણેકચ્ંદ ગોવન્દજી
૧ શા. ઝવેરચ્ંદ વસનજી
૧ ઠા. બેચરદાસ મુળશંકર
૧ ઠા. કલ્યાણજી કાનજી
૧ શેઠ વીઠલદાસ હરીભાઇ

૧ શેઠ મુળજી ધર્મસીંહ
૧ શેઠ કલ્યાણજી ગોપાળજી
૧ શેઠ ગોકળદાસ કુરજી
૧ શેઠ વિઠલદાસ વસનજી
૧ શેઠ દેવચંદ જેઠા
૧ શેઠ રેવાશંકર નારણજી
૧ શેઠ વીરચંદ અને લવજી
૧ શેઠ સુંદરદાસ ગોકળદાસ
૧ શેઠ હંસરાજ પ્રાગજી
૧ મે. શે. ઠાકરશી મુળજી
૧ મે. વલભદાસ પીતાંબરદાસ
૧ મે. મોનજી કાનજી
૧ શેઠ રાજા પુરશોતમ
૧ મે. મયાશંકર મુળશંકર
૧ મે. કુદનશંકર કાશીશંકર
૧ શેઠ જેઠાભા—
૧ શેઠ મુળજી વાલજી હા. ગોપાલ ધનજી
૧ શેઠ જીવરાજ કલ્યાણજી
૧ શેઠ માધવજી મદનજી
૧ શેઠ કરસનદાસ મેઘજી

૧ શેઠ દામોદર ઊર્ફે કાકુ શેઠ.
૨ શેઠ મે. રવજી ચત્રભૂજ
૧ શેઠ પુરશોતમ રતનસીંહ
૨ શેઠ વંદ્રાવન વાલજી
૧ શેઠ જેકીશનદાસ ભગવાનદાસ
૧ સ્નેહી શેઠ દયારામ
૧ શેઠ ત્રીકમદાસ ચત્રભુજ
૧ શેઠ લખમીદાસ મોરારજી
૧ શેઠ ગંગાદાસ રામજી
૧ મારવાડી ગુનરાજ લછમનદાસ
૧ મેતા ત્રંબકલાલ કાનજી
૧ શેઠ ગોરધનદાસ વાલજી
૧ શેઠ લીલાધર અમરચંદ
૧ શેઠ ગોપાલદાસ પૂરશોતમ
૧ શેઠ કેશવજી શામજી
૧ શેઠ રામદાસ પ્રેમજી
૧ શેઠ મુળજી
૨ શેઠ મુળજી ગોકળદાસ
૨ સ્નેહી દામોદર મેઘજી
૧ ઠા. ટોપણ વાલજી

૧ મે. કાશીદાસ ભોગીલાલ
૧ પારશી જમસેદજી દોરાબજી
૧ મે. મંગળદાસ પ્રાણજીવન
૧ મે. ગંગાદાસ ત્રીભોવનદાસ
૧ દા વેલજી જીવન
૧ મારવાડી મહી દીપચંદ
૧ શેઠ માધવજી મનજી
૧ ભટ જેકીશન હીરજી
૧ શા. ઉત્તમચંદ સુંદરજી
૧ શેઠ પરભુદાસ ગગાદાસ
૧ શેઠ વ્રજદાસ રવજી
૧ શેઠ પુરશોતમ હીરાચંદ
૧ સારસ્વત કેશવરામ
૧ શેઠ માધવજી રવજી
૧ જોશી ખટાઉ ઝીણા
૧ મારવાડી મુળરાજ
૧ વાણીયા રૂઘનાથ ગોવન્દજી
૧ સ્નેહી પોપટ હરીશંકર
૧ શા. વરજીવનદાસ
૧ શેઠ મુળજી વાલજી

૧ શેઠ જેઠાલાલ દુલભરામ
૧ સ્નેહી વસનજી પદમસીંહ
૧ સ્નેહી કરસનદાસ ઘેલા
૧ શેઠ લખમીદાસ લીલાધર
૧ શેઠ હરીદાસ ગોપાલજી
૧ માંનવંતા મુનીમ મંગળદાસ
૧ ભટ ગોદડ શીવરામ
૨ સ્નેહી બીજદાસ લાલજી
૪ ચીખલ શેઠ મનજી વાલજી

**જામખંભાળીયા.**

૨૫ રા. મે. રણછોડરાય દુર્ગાશંકરના માન-
ખાતર મીસકીન વર્ગમાં ખેરીયાત ખાતે.
૧૦ સદાના સાથી મે. ફોઝદારસાહેબ પ્રમાનંદ પૂરશોતમ મા.
૧૦ સાચાસ્નેહી મે. દયાળજી પૂરશોતમ મા.
૧૦ વિવેકી વૈદરાજ મયાશંકર વિ. દયારામ મા.
૧૦ સ્નેહી ધૂરતનસીંહ માધવજી મા.
૧૦ શુભેચ્છક વલભદાસ દેલજી મા.
૫ શાણાશેઠ દેવજી લક્ષ્મીદાસ મા.
૫ હીતેચ્છુ વીઠલજી વિ. દોલતરામ મા.

૪ સ્નેહી શામજી નાનજી મા
૪ મુખીયા ગોરધનદાસ લક્ષ્મીદાસ મા.
૪ સ્નેહી બ્રીજદાસ રવજી મા.
૪ શેઠ ગોપાલ વસરામ મા.
૨ માંનવંતા શેઠ ખટાભા.
૪ સ્નેહી શે. ડાકરશી મોરારજી
૫ પ્યારાભાઇ ગોકળદાસ વલભદાસ મા.
૨ માયાળુ શે. ગોવન્દજી કલ્યાણજી
૧ વકીલ મે. પ્રગટશંકર વાસણજી
૧ વકીલ મે. ગૌરીશંકર પ્રાણશંકર
૧ વકીલ મે. રાજારામ વજેરામ
૧ શેઠ લાલજી લખમીદાસ
૧ બાવા મોરલીધર મનોરદાસ
૫ મિત્ર મે. મથુરાંદાસ લક્ષ્મીદાસ મા.
૧ વાયડા હીરજી જાદવજી
૧ શેઠ ગોવન્દજી શામજી
૧ રા. મોહનલાલ વજેશંકર
૧ સ્નેહી ગોરધનદાસ જેરામ.
૧ રા. કૃપાશંકર વૃજલાલ.
૧ માજી પોસ્ટમાસ્તર સાહેબ કાશીશંકર

૧ ઠા. વીરજી જાદવજી.
૧ ગુ. માવજી પીશાણી.
૧ સ્નેહી જેશંકર આણંદજી જાની.
૧ સોની માધવજી કલ્યાણજી.
૧ ઠા. મુરારજી આણંદજી.
૧ ઠા. હીરજી વિ. હરજીવન.
૧ ઠા. નારણજી લીલાધર.
૧ સ્નેહી પૂરશોતમ રતનસીંહ.
૧ સ્નેહી ગોરધનદાસ હરીદાસ.
૧ ઠા. વીઠલદાસ ઝીણા.
૧ જોશી. લીલાધર ટોપણ.
૧ જોશી. ભીમજી રૂધ્રનાથ.
૧ જોશી. ઓધવજી ત્રીકમજી.
૨ ઠા. મુળજી કાળા.
૨ ઠા. શીવજી ગીરધર.
૧ રા. ફુલશંકર વિ. દોલતરામ
૨ સ્નેહી ગોરધનદાસ વિરચંદ મા.
૧ સોની દેવજી ઝીણા.
૧ શેઠ મથુરાંદાસ ગોવન્દજી.
૨ સ્નેહી કલ્યાણજી કાનજી.

૧ સારસ્વત જીવરામ જગજીવન.
૧ ઠા. લાલજી મોનજી.
૧ ઠા. મેઘજી કાળા.
૧ સ્નેહી કેશવજી કાનજી કેવળીયા.
૧ જોશી હરીદાસ ધર્મસીંહ.
૧ શેઠ દામોદર શામજી.
૧ જોશી. દેવજી લક્ષ્મીદાસ.
૧ સ્નેહી કલ્યાણજી ધર્મસીંહ.
૧ શેઠ લાલજી.
૧ શેઠ ગોકળદાસ કાળીદાસ.
૧ શેઠ ભાણજી ગોવન્દ.
૨ સ્નેહી વીઠલજી દયાળજી.
૧ સ્નેહી પોપટ ઘેલા.
૨ સ્નેહી શેઠ દામોદર હીરજી પારેખ મા.
૧ સ્નેહી કાળીદાસ મુળજી.
૧ શેઠ જીવરાજ.
૧ સ્નેહી ગોરધનદાસ દામોદર.
૨ સ્નેહી નરભેરામ હરજીવન મા.
૧ સ્નેહી ખીમજી દયાળજી.
૧ સ્નેહી હેમરાજ હરીદાસ.
૧ સ્નેહી ધર્મસીંહ મુળજી.
૧ શેઠજી હરીદાસ વાલજી.
૧ સ્નેહી સુંદરદાસ કલ્યાણજી.
૧ સ્નેહી કાનજી શીવજી રસગંગા તા. ભેરખો.
૧ શેઠ સા. મસલા મદનભાઇ.
૫ ઓદીચ્ય ત્રીભોવન રામનંદ મા.
૧ હરખચંદ મદનજી.

સલાયું.

૧ રા. પ્રભાશંકર વિ. કુરણાશંકર.
૧ રા. જેઠાલાલ વિ. શામળજી.
૧ રા. ભગવાનલાલ વિ. છબીલદાસ.
૧ ઠા. રવજી ચાંપસી.
૨ શેઠજી હરીદાસ વસરામ.

જુનાગઢ.

૧ મે. અમરસીંહ પ્રાણજીવન.

જેતપોર.

૧ દરબારશ્રીવાળા. વાલેરાજશા.
૫ સ્નેહી મા. મે. શામળજી નાનજી.
૪ રા. મે. ઝવેરચંદ વિ. શામળજી.
૧ કામદાર ભગવાનજી નરભેરામ.

૧ વકીલ જીવા વરધમાન.
૧ ભટ શંભુશંકર જગજીવન.
૧ વીપ્ર ડાહ્યા દેવશંકર.
૧ રા. નવલશંકર વિ. મણીશંકર.
૧ રા. માસ્તર નરભેશંકર વિ. જટાશંકર.
૧ રા. જેસુખલાલ આતમારામ.
૧ રા. ભગવાનલાલ રેવાશંકર.
૧ મા. મે. જ્યાચંદ રૂઘનાથજી.

**મસકત.**

૫ સ્નેહી કરસનદાસ ભાણજી.
૪ સ્નેહી શેઠ કુરજી પ્રાગજી.
૧ શેઠ નરોતમ.
૨ સ્નેહી શેઠ દામોદર પ્રાગજી.
૧ શેઠજી દામોદર ધર્મસીંહ.
૧ શેઠ કાનજી પૂરશોતમ.

**દરબાન.**

૫ સ્નેહી મે. સુંદરજી દેવકરણ.

**દુવારકાં.**

૫ રા. મા. મે. બાકરલાલ અમરજી મા.
૨ સ્નેહી મે. ઉપાધ્યા રણછોડ દયારામ.

૧ ઊપાધ્યા ઇંદરજી નારણજી.
૧ ઊપાધ્યા લાલજી નંદરામ.
૧ ઊપાધ્યા કાનજી કરસનજી.
૧ ઊપાધ્યા આણંદજી પૂરશોતમ.

**બેટ.**

૧ અધીકારીજી શ્રી બળદેવદાસજી આશારામજી
૪ રા. રા. લક્ષ્મીશંકર જટાશંકર મા.

**સરધાર.**

૨ સ્નેહી મે. છોટાલાલ રેવાશંકર.

**આરંભડું.**

રા. રા. મે. છોટાલાલ દુર્લભજી મારફત.
૫ માંનવંતા મે. દરબારસાહેબ—રસગંગા.
૫ માંનવંતા મે. દરબારસાહેબ—બહુરંગીગેરખો

**પોશીતરૂં.**

રા. સ્નેહી મે. શંભુશંકર પ્રભાશંકર મારફત—
૫ માનવંતા મે. દરબારસાહેબ—રસગંગા.
૫ માંનવંતા મે. દરબારસાહેબ—બહુરંગીગેરખો

**જામનગર.**

૧૦ સ્નેહી મે. ગોરધનદાસ ભીમજી, મા.
૪ મા. મે. વીકમસીંહ જેઠા મા.

૨ મા. મે. ત્રીકમ લાલાજી.
૨૫ સ્નેહી ભાઇ અમૃતલાલ વિ. રણછોડજી મા.
૧ રા રા. હાકેમરામ ભગવાનરામ.
૧ મોટીહવેલીના મુખીયાજી.

૨ રા. રા. ફુલશંકર બાવાભાઇ.
૫ માનવંતા મે. પ્રભાશંકર જટાશંકર.
૧ રા. રા. ગંગાશંકર મદનજી પાઠક.
૧ જ્ઞાન કુસુમાલયના સેક્રેટરી.
૧ રા. લાધા જેઠા.

૨ સ્નેહી રણછોડરાય વિ. તુળશીદાસ.
૧ રા. ગુલાબરાય મોતીરામ.
૧ રા. હીરાચંદ હંસરાજ.
૧ મેરૂજી હાલાજી ઝાલા
૧ મે. વસનજી મુળજી.
૧ રા. કુરણાશંકર પૂરશોતમ

૧ રા. રા. છોટાલાલ વિ. કુરણાશંકર છાંયા.
૧ જોશી ભગવાનજી ઘેલા
૫ સ્નેહી મે. માણેકચંદ ભગવાનજી મા.
૨ રા. મે. જટાશંકર રેવાશંકર બંને બુક.

**દીલ્હી.**

૪ સ્નેહી મે લવજી લાલજી
૧ સ્નેહી નારણજી જુઠા

**ધ્રાંગધરા.**

૫ રા. મે. ત્રીકમલાલ વિ. કુરણાશંકર છાંયા.

**રાજકોટ.**

૧ કાઠીયાવાડી કોહીનુર મે. ભીમજીભાઇ.
૧ મા. મે. કારભારીસાહેબ મોતીચંદભાઇ
૫ મા. મે. મોહનલાલ વલભજી મા.
૪ મા. મે. દુર્લભજી જટાશંકર મા.
૨ મા. મે. જેશંકર ગણેશજી મા.
૪ મા. મે. છગનલાલ જટાશંકર મા.
૪ રા. રા. શીવાઇલાલ ગીરધરલાલ.
૧ રા. અમૃતલાલ જટાશંકર.
૧ મે. રણછોડલાલ દુ.
૧ રા. ત્રંબકલાલ ઉમીયાશંકર.
૧ રા. અંબાશંકર વિ. જીવાભાઇ.
૧ રા. દોલતરાય વિ. વજેશંકર
૧ રા. છગનલાલ વલભજી.
૧ રા. ગીરધરલાલ.

૨ રા. મે. છોટાલાલ સુંદરજી.
૧ રા. આણંદરાય પ્રાણશંકર.
૧ રા. જયશંકર ગવરીદાસ

**ભાવનગર.**

૨ રા. માંનવંતા રાયજાદા પથુભા વિ. નાનભા.
૧ રા. રા. મગનલાલ વિ. કરસનજી.

**સોનગઢ સ્વારી.**

જેષ્ટબંધુ ભવાનીશંકર છબીલદાસ મા.
૪ રા રા. મા. મે. શાકરલાલ શીવાઇલાલભાઇ.
૨ રા રા. મે. બાપાજી રામચંદ્ર.
૧ વિપ્ર કાળીદાસ રતનજી.
૧ રા. ડાહ્યાલાલ તુળશી
૧ રા. ભૂપતરાય હેમતરામ.
૧ રા. ઊદેરીધ્ધ મણીરીધ્ધ.
૧ કમપાંઉડર સા. માવજી લાલજી.
૧ રા. દુર્ગાશંકર મયાશંકર.
૧ રા. પ્રભુલાલ માણેકલાલ.
૧ રા. રૂઘનાથ.
૧ રા. ત્રીભોવન નાનજી.
૧ રા. લલુ કરસન.

૧ રા. વલ્લભદાસ વીઠલદાસ.
૧ શા. જગજીવન વિ. કુંવરજી.
૧ રા. પુરશોતમ ઘેલાભાઇ.
૨ રા રા. રૂદરજી સુંદરજી રાણા.
૧ રા. લક્ષ્મીશંકર રેવાશંકર.
૧ રા. રાવજી રામજી.
૧ રા. મહીપતરામ નથુભાઇ.
૧ શા. કેશવલાલ ઇચ્છાચંદ.
૧ રા. વૈકુંઠરાય વિ. હરીશંકર.
૧ મે. પેસતનજી ટેમુલજી.
૧
૧
૧ રા. મહાશંકર દયારામ.
૧ રા. મોતીલાલ છગનલાલ
૧ વ્યાસ જમનાદાસ વિ. સંપતરામ.
૧ મે. ઓઝા ત્રીભોવન કલ્યાણજી.
૧ રા. શાકરલાલ હરીભાઇ
૧ રા. ઇશ્વરચંદ નરસીચંદ.
૧ શા. હીરાચંદ નાનાભાઇ.
૧ રા. શંભુપ્રસાદ વિ. ગીરજાશંકર.

૧ રા. માનશંકર વિ. ગૌરીશંકર.
૧ રા. મનસુખરામ વિ. લક્ષ્મીશંકર.
૧ રા.
૧ રા. મંછારામ ભગવાનજી.

લીંબડી.

૨ માનવંતા દરબારશ્રી ઊમેદસીંહજી.
૧ માનવંતા ગોહેલશ્રીભાવસીંધજીરાયસીંધજી
૧ મે. જેશંકર વિ. વજેશંકર.
૧ મે મા. મોહનલાલ જેસંગભાઇ
૧ મે. ઇચ્છાભાઇ પ્રાગજી.

માંડવી.

૧૦ ગુણવંતા ગુ. ચંદનગીરજી અનોપગીરજી.
૧ ઠા. પુરસોતમ વસનજી.
૧ ઠા. જીવણદાસ હંસરાજ.
૧ ઠા. હંસરાજ કલ્યાણજી.
૧ ઠા. ગોરધનદાસ વલભદાસ.
૧ ઠા. રણછોડદાસ કચરાણી.
૧ કંદોઇ નારણજી મુળજી.
૧ શા. હરજીવન કુંવરજી.
૧ શા. ઠાકરશી ઘેલાણી.
૧ શા. શીવચંદ પ્રેમચંદ.
૧ ભટ ધનશ્યામ વાલજી.
૧ ભટ વાલજી મુળજી.
૧ જોશી શીવશંકર.
૧ દવે જાદવજી માવજી.
૧ ગુ. મેશગીરજી કરસરામગીરજી.
૧ ગુ. નાગેંદ્રગીરજી નંદકીશોરગીરજી.
૧ ગુ. ઓધવગીરજી સામતગીરજી.
૧ ગુ. કામેશ્વરગીરજી મનોરગીરજી.
૧ ગુ. રંગલાલગીરજી ગોવન્દગીરજી.
૧ ગુ. હરખચંદગીરજી જગદાસગીરજી.
૧ ગુ. રામગીરજી કેશવગીરજી.
૧ ગુ. મહાદેવપુરી શોમવારપુરી.
૧ ગુ. કરસનગીરજી ઠાકરગીરજી ડોલવાળા.

આંબરણ.

૧૦ નેકકદરદાનીનૃપ મે. આંબરણદરબાર રવુભા સાહેબ બહાદુર.

પ્રધાન કોર્ટ.

૪ સ્નેહી મહારાજ ત્રીભોવન મકનજી મા.
૧ રા રા. અનંતરાય ઊમીયાશંકર.

૧ રા રા. બાવાભાઇ વજેશંકર.
૧ રા રા. અંબાશંકર વિ. દોલતરામ.

**ભૂજ.**

૪ શ્રી દુવારકાંનાથજીના અધિપતિ બીહારીદાસ શંકરદાસજી.

**કાનામાંગરોળ.**

૪ મીત્રમણી હીરજી દયારામ મા.
૧ સ્નેહી આણંદજી ગોરધન.
૨ કારકેલ દેવાપા.
૧ ઠા. કરસનદાસ જીવરામ.
૧ શેઠજી નથુભાઈ—

**જોડીયા.**

૧૦ સ્નેહી મે. રાજારામ જેશંકર મા.
૪ સ્નેહી ગીરજાશંકર.

**ખીરસરૂં.**

૨ જમાદાર ગુલામહુસેન વલદશેરાબ.
૧ ઠા. જેરામ વીરજી.
૧ ઠા. ધર્મસીંહ.
૨ લલીયાં,ભલસાણ,ઢંઢા વગેરેનાકારભારી સા. પંડ્યા ગીરજાશંકર વાસણજી.

**કોટડાસાંધાણી.**

૫ મા. મે.કારભારીસા.ઊમીયાશંકરજીવણરામ

**ઝીંઝુવાડા.**

૧ ઠાકોરશ્રી પૃથીરાજ સબળાજી.

**સંસ્થાનસાયલા.**

૧ કુમારશ્રી મદારસીંહજી.

**સાઉકા.**

૧ રાણાધીરસીંહજી મેરામણજી.

**ખંડાળા.**

૧ મે. શેરાબજી દાદાભાઇ.

**રાજપીપળા.**

૧ કુમારશ્રી રામસીંહજી.

**ચ્યંકેવાળીયા.**

૧ કુમારશ્રી સુરજમલજી લાખાભાઇ.

**નારણસરોવર.**

૪ રા. સ્નેહી મે. નથુ હરીકૃષન મા.
૨ મા. બ્રહ્મચારીજી શ્રીવલભદાસજી.
૧ રા. લાલજી નાથજી.
૧ રા. બાળાશંકર કાશીરામ.
૧ રા. મોનજી ખીમજી.

૧ રા. નથુ વિ. ભારા.
૧ રા. હરીશંકર કાનજી.

લલીઉં.

૧ શોઢા હરભમજી તેજાભાઇ.

ભલસાણ.

૧ શોઢા હાજાભાઇ રામાભાઇ.

ઢંઢા.

૧ સોઢા કાકાભાઇ દુદાજી.

ધર્મપોર.

૨ શ્રીમંત મહારાણાશ્રી મોહનદેવજી.
૨ શ્રીમંત મહારાણાશ્રી બળદેવજી.

રાજપરા.

૧ કુમારશ્રી શીવસીંહજી આશાજી.

ગઢકા.

૧ માનવંતા મે. દરબારસાહેબ.
૧ રા. સ્નેહી લક્ષ્મીશંકર વીઠલજી.

મેસાણ.

૨ મા. ઠાકોરશ્રી મોહનસીંહજી.

તેરી.

૪ સ્નેહી ભાઇ ખુશાલ ઝીણા મા.

૧ રા. કાનજી ગોવન્દજી.

જબલપુર.

૨ માનવંતા મે. ધનજી મોરારજી.

સચીન.

૧ ઠાકોર પવનસીંગ જેસીંગ પરમાર.

ભાડથર.

૨ ઠા. કારા વિ. ગોવીન્દ.

નવું કલ્યાણપર.

૧ ઠા. પુરસોતમ નાનજી.

ગોરાણું.

૧ ઠા. ઓધવજી વસરામ.
૧ ઠા. વલભદાસ મુલા.
૧ ઠા. પરમાણંદ રવજી.

ગુરગઢ.

૧ ઠા. વેલજી મોનજી.

ભોગાત.

૧ ઠા. કુરજી પરધાન.
૧ ઠા. ભીમજી.

કલ્યાણપુર.

૧ ઠા. વલભદાસ ગોવન્દ.

**પોરબંદર.**

૪ સ્નેહી મે. કાશીલાલ વિ. મુળશંકર મા.
૪ સ્નેહી મે. જેઠાલાલ વિ. છગનલાલ.
૩ સ્નેહી મે. છગનલાલ વિ. રણછોડજી.
૧ સ્નેહી ત્રીભોવનદાસ.
૧ મે. દયાશંકર વિ. હેમતરામ.
૧ રા. મે. વેણીશંકર વિ. વીઠલજી.
૧ રા. મે. અમૃતલાલ વિ. હેમતરામ.

૧ રા. મે. પ્રભુલાલ અનોપરામ.

**ભાણવડ.**

૨૦ મા. મે. રા. ભુલાભાઇ શામળજી મારફત.

**હડીયાણા.**

૫ રા. રા. મે. શંકરપ્રસાદ નરભેશંકર મા.

**બાટવા.**

૧૦ હ. હી. મે. માણેકલાલ શંકરજી બનેબુક.



☞ મારા કેટલાક મોટા મનના મદદગારોનાં મુબારક નામ છાપવાનું કામ પૂરૂં થઇ રહ્યા પછી આવવાથી આ સ્થળે દાખલ કરી શક્યો નથી. તે બાબત બીરાધરી માગી વિનય સહીત ઝહેર કરૂંછું જે તેમનાં નામોને બીજી આવૃતિમાં બઢતી બેઠક આપીશ.

## આશ્રય આપનારાનાં અસુરાં ઉમદાંનામો. રસગંગા—

| | |
|---|---|
| ૧૦ અખંડકીર્ત્તિવંતા રજપુત રાજેંદ્ર કચ્છાધિશ સાહેબબહાદુર ભૂજ. | ૧ ગુગળી વકીલ. માધવજી ખંભાળીયા. |
| ૧ ખુકબાઇન્ડર જીવરાજ ગણેશ—ધ્રાંગધરા. | ૧ પોલીસપટેલ. નથુભાઈ. ,, |
| ૧ શેઠ. નારણજી પ્રમાણંદ સળાયા. | ૪ મે. કચ્છી વૈદ ગોપાળજી મા. ,, |
| ૧ શેઠ. પદમસીંહ ગોવન્દજી મુંબઇ. | ૨ રા. મે. છોટાલાલ રેવાશંકર મા. સરધાર. |

## બહુ રંગીબેરખો.

| | |
|---|---|
| ૨૦ અખંડકીર્ત્તિવંતા રજપુત રાજેંદ્ર કચ્છાધિશ સાહેબબહાદુર. | ૨ પોલીસપટેલ. નથુભાઈ. ,, |
| | ૪ મે. કચ્છી વૈદ ગોપાળજી. ,, |
| ૧ ખુકબાઇન્ડર જીવરાજ ગણેશ—ધ્રાંગધરા. | ૨ રા. મે. છોટાલાલે રેવાશંકર મા. સરધાર. |
| ૧ શેઠ. નારણજી પ્રમાણંદ—સળાયા. | ૧ મે. કેશવજી ગંગારામ વ્યાસ ભૂજ. |
| ૧ શેઠ. પદમસીંહ ગોવન્દજી. મુંબઈ. | ૧ મે. મુગટરામ વિ. લાલજી. ,, |
| ૨ ગુગળી વકીલ. માધવજી ખંભાળીયા. | ૧ મે. ગંગાશંકર અંબાશંકર. ,, |



# બહુ બોલાબૈદોની બે શરમ બડાઇથી બેજાર બનેલા આજારને અચ્છા કરવાનું ઓજાર.

## પ્રદર પીડાનો નિવેડો.

તમારી ખબરદારીની યારીપર આ ધારી રેહેનારી અર્ધાંગનાને પ્રદર રોગની પીડાથી રીદાતી હમેશને વાસ્તે અટકાવવાની ઇચ્છા હોયતો અમારાં પ્રદરપીડાના નિવેડા રૂપ ચુરણ (અગરગોળી) રૂપ અમુલ્ય ઓષધીની એક ડબી તમારી દીલવારીની તકેદારી વાસ્તે ખરીદો,અને પછી ખમાખમા.

ડબી ૧ના રૂપીયા ૨ બે ટપાલ ખર્ચ સહીત.

## વંઠેલ વીર્યને ગંઠેલ કરનાર ગુરૂદો.

હાથનાં કર્યા હૈયે લાગનારનો, તથા જાણીને કરતાં જોખમાયેલા જુવાનોની દરદી બનેલી જરદીને ગરદી કરનાર ગળચટ્ટા ગુરદાની ૩૨ ગોળીને ગળી જશો કે વીર્ય વૃધ્ધિમાં વધશો, શ્રાવ શુધ્ધીમાં થોભશો અને અંગ આબાદીમાં ઓપશો.

ગોળી ૩૨ની ડબી એકના રૂપીયા ૨–૮–૦ ટપાલ ખર્ચ સહીત.

# હોજરીની હરામીને હણનારી લખોટી.

પેડપીડ, બદહજમી, કબજીયત, અને કરમ વ્યાધી આદિની ઊપાધીને અડાવનાર રોયલ મેડીસનરૂપ સુંદીર મંદીરમાં માન પામવા લાયક ૩૨ લખોટીની એક ડબીના આના ૮ આઠ, ટપાલ ખર્ચ આના ૪ ચાર જુદું.

આ લક્ષણવંતી લખોટીને એક વખત અજમાવો, અને સ્નેહીને સમજાવો. ખરચ કરી ખાંતે ખાઓ અને બચરવાળને બચાવો.

# પ્રમેહપંજરી.

આ અમારી પ્રમેહ પંજરીરૂપ પાંચ રાજેંદ્ર અકસીર ઔષધીથી ઉભી કરેલી દવાની ૩૨ વાલની એક ડબીનો ઉપયોગ કરનાર દરદીના બદનની બલીહારી તરફ જુઓ. આ અમારી રામબાણ પ્રમેહપંજરીની દવાનો કહેવામાં કુંદન અને કામમાં કથીર રૂપ ક્યાસ કરશો નહીં. અમારી આ એક નહીં પણ સઘળી દવાનો એકવાર અભ્યાસ કરી આશા અસરને ઓળખાશો તો પછી પારસમણી રૂપ દુઃખ હરણી દવાને પ્રેમથી પ્રણામ કરી પધરાવવા પ્યાસા થશો.

પ્રમેહપંજરી વાલ ૩૨ની ડબી એકનો રૂપીયા ૧—૮—૦ દોઢ, ટપાલ ખર્ચ આના ૦—૪—૦ જુદું.

☞ ઉપરની દરેક દવા વિશે વધારે વીગત જાણવાના ઈચ્છાસુએ જાણ કરે જાહેરખબરી મોકલવામાં આવશે.

આ સઘળી સુખસર સામગ્રી, તથા ૫૫૦ પાનાના પુરમાં નવરસથી રસબસ રચેલાં શ્રીમાન શરાધિશ નામના ટપાલ ખર્ચ સહીત રૂ. ૧—૮—૦ દોઢની કીમતનાં નવલનોવેલને ખરીદવાની ખાયેશ ધરાવનારાએ નીચેને શીર નામે ખબરપત્રો લખવાં—

૧ રા. કેશવલાલ પુસ્તકાલયના અધિપતિને રામવાડીને નાકે.

ઉર—મુંબઈ.

૨ રા. મ. રશ્રેત્ર વેદશિષ્ય ત્રવાડી મયાશંકર દયારામને મ. શંકરપ્રસાદ વિ. જંડુભટજી મારફત—જામનગર.

અગર ખંભાળીયા.

૩ આનંદી અવાસના અધિપતિને જામ ખંભાળીયા.